( એશિયાટીક લીગની સહાય માટે )

# એશિયાનો ઉષઃકાલ.

મૂળ લેખક

મહાશય પૉલ રિશાર.

ભાષાન્તર કર્તા

જગજીવન હરિકૃષ્ણ વ્યાસ. બી. એ.

વાંકીઆ. અમરેલી થઈ, કાઠીઆવાડ.

( ૩૬ મી રાષ્ટ્રીય મહાસભાના મહાશય પૉલ રિશારના વ્યાખ્યાન સાથે. )

સંવત ૧૯૭૮. સને ૧૯૨૨

આવૃત્તિ ૧ લી. પ્રત ૧૧૦૦.

કિ. ૧-૪-૦

પ્રકાશક

**જગજીવન હરિકૃષ્ણ વ્યાસ.**

મુ. વાંકીઆ. અમરેલી થઈ.

કાઠીઆવાડ.



મળવાનું ઠેકાણું:—

**જગજીવન હરિકૃષ્ણ વ્યાસ.**

**C/o. મગનભાઇ બેચરભાઈ પટેલ.**

આશાપુરીનો ખાંચો. ઢાળની પોળ.

**અમદાવાદ.**

અથવા,

**રા. રા. લાભશંકર જીવરાજ જોશી**

દેશાઈની પોળ ઘર નં. ૩૩૮૪. ખાડીઆ.

**અમદાવાદ.**

ધી યુનિયન પ્રિન્ટિંગ પ્રેસ કંપની લીમીટેડમાં **શા. મોહનલાલ ચીમનલાલે** છાપ્યું. કાલુપુર ટંકશાળ—**અમદાવાદ.**

# મૂળ લેખકની સૂચના.

આ વ્યાખ્યાનો પ્રથમ જાપાનમાં આપવામાં આવ્યાં હતાં, અને તેનો મારી ફ્રેન્ચ ભાષામાંથી જાપાની ભાષામાં તરજુમો કરવામાં આવ્યો હતો.

ફ્રેન્ચમાંથી તેનું અંગ્રેજીમાં ભાષાન્તર કરવાને માટે મારા મહાન્ બંધુ શ્રી અરવિન્દ ઘોષનો હું અત્યંત આભારી છું.

પોન્દિચરિ

અકટોબર, ૧૯૨૦.

પૉલ રિશાર

# કવિવર રવિન્દ્રનાથ ટાગોરનો—

## 'મહાશય પૉલ રિશાર' ઉપર અભિપ્રાયઃ—

---

જગતમાં શાન્તિયુગના સંસ્થાપન માટે રાજનીતિજ્ઞોએ રચી કાઢેલ મહાન્ સંકલનાઓ વાંચી સંસ્કૃતિના વધારે ઉચ્ચ યુગ માટે બંધાએલી મારી આશા, જ્યારે હું મહાશય પૉલ-રિશારને જાપાનમાં મળ્યો ત્યારે વધારે દૃઢીભુત થઈ........... જ્યારે વિનાશનાં પ્રચંડ બળો પોતાનો ક્રોધાગ્નિ ભડભડ સળગાવી રહ્યાં હતાં ત્યારે હું આ અપ્રસિદ્ધ અને એકાન્તસેવી ફ્રેંચ પુરૂષને મળ્યો; ઉગતી ઉષાનાં કિરણોથી તેનું મુખ ઝળકી ઉઠ્યું હતું, નવજીવનના સંદેશથી તેનો સ્વર ઝણઝણી રહ્યો હતો; અને મને ખાત્રી થઈ કે ઉજ્વલ ભવિષ્ય આવી પહોંચેલ છે, પછી ભલે તે રાજ્યકાર્યદક્ષ પુરૂષોના પંચાંગમાં નોંધાએલું ન હો.

---



શ્રી સ્વામિ નારાયણ.

# અર્પણ પત્રિકા.

**ब्रह्मार्पणं ब्रह्म हविर्ब्रह्माग्नौ ब्रह्मणा हुतम् ।**
**ब्रह्मैव तेन गंतव्यं ब्रह्मकर्म समाधिना ॥**

ઇશ્વરાવતાર.

શ્રી સ્વામીનારાયણ ઉર્ફે સહજાનંદજી મહારાજનો જન્મ કોશળ દેશમાં છપૈયા ગામે સંવત્ ૧૮૩૭ ના રામ નવમીને દિવસ થએલો. તેઓશ્રીના અનુયાયીઓ ખાસ કરીને ગુજરાત, કાઠીઆવાડ અને કચ્છમાં લગભગ પ્રત્યેક ગામે છે. આ વિભાગોનાં લાખો મનુષ્યોનાં પ્રભુમય જીવન ઘડવામાં શ્રી સ્વામીનારાયણે જેટલો ભાવ ભજવ્યો છે તેટલો ભાગ્યે જ કોઇએ ભજવ્યો હશે. તેઓશ્રીના આવિર્ભાવ વખતે કાઠીઆવાડ અને ગુજરાતમાં ભયંકર અંધાધુંધી ચાલી રહી હતી; તેને નહોતી અટકાવી શકતી કોઇ દેશી રાજ્યની સત્તા કે સ્થપાતી બ્રિટીશ સલ્તનત. પ્રભુમય જીવનથી મનુષ્યો વિમુખ થતા જતા હતા. તે વખતે તેમણે મનુષ્ય જીવનને જે સન્માર્ગ બતાવ્યો તેનો આભાર આપણે નથી ભૂલી શકતા. તેઓશ્રીના અનુયાયીઓ તેમને કૃષ્ણના એક અવતાર તરીકે માને છે. અને એ સંપ્રદાયમાં તેમના આવિર્ભાવ માટે જે વાત પ્રચલિત છે તેને માટે તેઓશ્રીનાં 'વચનામૃત' રૂપે પ્રસિદ્ધ થયેલા ગ્રંથ તરફ અમે વાચક વર્ગનું લક્ષ ખેંચીએ છીએ. તેઓશ્રી મહાન્ યોગેશ્વર હતા.

તે વૈષ્ણવ સંપ્રદાયનો એક સુંદર અને સંસ્કૃત વિભાગ છે. તેનું મત તે શ્રી રામાનુજાચાર્યનું વિશિષ્ટાદ્વૈત મત

**સંપ્રદાય.** છે. તેમનો એકાંતિકધર્મ એ ધર્મ, જ્ઞાન અને વૈરાગ્યે યુક્ત ભક્તિમાં સમાઇ જાય છે. શ્રીમદ્ ભાગવત પુરાણમાં પંચમ સ્કંધ અને દશમ સ્કંધ, સ્કંદપુરાણમાં વાસુદેવ મહાત્મ્ય, મહાભારતમાં ભગવદ્ગીતા, વિદુરનીતિ અને વિષ્ણુ સહસ્ત્ર નામ, અને ધર્મશાસ્ત્રમાં યાજ્ઞવલ્કય સ્મૃતિ તેમને વિશેષ પ્રિય હતાં. અહિંસા અને બ્રહ્મચર્ય ઉપર તેમનો અત્યંત આગ્રહ છે. પુરૂષ અને સ્ત્રીઓનાં જુદાં જુદાં મંદિરો છે, અને તેઓશ્રીના અનુયાયીઓ 'સત્સંગી' એ નામથી ઓળખાય છે. તેઓશ્રીની 'શિક્ષાપત્રીકા' એ નાનકડું પણ સુંદર પુસ્તક છે. પ્રખ્યાત યુરોપીઅન લેખક વીલીઅમ મૉનીઅરે તેનું અંગ્રેજીમાં ભાષાન્તર કર્યું છે. તેમનાં ઉપદેશાર્થે નિકળતાં સંત મંડલો બુદ્ધના સમયના સાધુ અને સાધ્વીઓનાં જીવન આપણી દૃષ્ટિ સન્મુખ ખડાં કરે છે.

**સુધારક.** ધોળે દિવસે ખુનરેજી ચલાવી ઘરબાર લુંટનારા કાઠીઓને, અને તે વખત અત્યંત સત્તાધારી ગાયકવાડ સરકારના ખજાનાને પણ જેની શેહ પડે તેવા ગુજરાતના જોબનપગી જેવા લુંટારાઓને પણ સ્વામીનારાયણે પ્રભુમય જીવન ગાળતા કરી મૂકયા. વિધવાશ્રમો ખોલવાનું કાર્ય સ્વામીનારાયણેજ શરૂ કર્યું, અને હજુ પણ ઘણી વિધવાઓ સાધ્વીજીવન ગાળતી ઉપદેશિકા તરીકે કાર્ય કરે છે. અત્યારની હિંદુ મુસલમાન એકતાની સૂક્ષ્મ શરૂઆત તેમણે કરેલી અને કેટલાક મુસલમાનો તેના અનુયાયી થયા છે. અંત્યજોદ્ધારનું કાર્ય પણ તેમણે જ શરૂ કર્યું; અને તેઓશ્રીના આશ્રીત સેંકડો અંત્યજો કેટલાક બ્રાહ્મણોથી પણ પવિત્ર જીવન ગાળતા અત્યારે આપણે જોઇએ છીએ. વિદ્યાપ્ર-

ચારને માટે તેમને અત્યંત આગ્રહ હતો. ગુજરાતી સાહિત્યની તેના સંત પુરૂષોએ અદ્‌ભુત સેવા બજાવી છે. ધર્મ સંસ્થાપન વખતે તેઓ-શ્રીના કેટલાક સંતો અને અનુયાયીઓએ જે સુંદર સત્યાગ્રહ કરેલા તે જાણવાથી હાલના આપણા ભારતીય સત્યાગ્રહમાં ખચુસ અત્યુત્તમ શ્રદ્ધા અને ભક્તિ ઉત્પન્ન થાય.

એ પુરૂષોત્તમના વિષે હું અલ્પ પ્રાણી શું કહી શકું ? જેમણે મારા જીવનને સન્માર્ગે—પુરૂષોત્તમનારાયણના અને અક્ષરના રહસ્ય તરફ-પ્રેર્યો તેમને આ મારૂં નાનકડું પુસ્તક અર્પણ કરી કૃતાર્થ થાઉંછું. અને ઇચ્છુંછું કે ઉજ્વલ ‘આવતી કાલ’ રચવામાં પુરૂષોત્તમનારાયણ જગતને સહાયભુત થાઓ.

વાંકીઆ અમરેલી થઇ<br>કાઠીઆવાડ<br>વસંતપંચમી સં. ૧૯૭૮

લી.<br>**જગજીવન હરિકૃષ્ણ વ્યાસ.**

---

# પ્રસ્તાવના.

નવજીવનના વાચક વર્ગથી ' આવતી કાલનો પુરૂષ ' અને ' મહાશય પૉલ રિશાર ' અજાણ્યા ન જ હોય. આ પુસ્તક પ્રખ્યાત સંત પૉલ રિશારના ' The Dawn over Asia ' એ પુસ્તકનું ભાષાન્તર છે. તેમાં સંત પૉલ રિશારે જાપાનનાં વિદ્વાન મંડલો સમક્ષ આપેલાં વ્યાખ્યાનોનો સમૂહ છે. જાપાની ભાષામાં તેમજ મહાન તત્વજ્ઞાની અરવિન્દઘોષના હાથથી અંગ્રેજીમાં પણ તેના તરજુમા થયાછે. આ ઉપરથીજ પુસ્તકની અગત્ય સ્હેજે સમજી શકાય તેમ છે. લેખકની ભાવના જાતીય સમાનતા, એશિયાની જાગૃતિ–મુક્તિ–ઐક્ય અને સંસ્કૃતિમાં રહી છે, અને આવી રીતે માનવ જાતને મહત્વની બાબતોની સાધનાથી ' આદર્શ પુરૂષ ' રચવામાં પ્રગતિરૂપ છે. મહાન્ યોગી અરવિન્દ ઘોષને આવતી કાલના, એશિયાના અને જગતના ઉદ્ધારક તરીકે મહાશય પૉલ રિશાર જાહેર કરે છે. ગુજરાતી પ્રજા વર્ગના લાભમાટે મહાશય પૉલ રિશારના કહેવાથી આ પુસ્તકનું ગુજરાતીમાં ભાષાન્તર કરવામાં આવ્યું છે. અને પ્રત્યેક ગુજરાતી બંધુએ જરૂર આ પુસ્તક ભારતની વર્તમાન પરિસ્થિતિમાં વાંચવાની જરૂર છે એમ અમને જણાયું છે.

આવકનો કેટલોક ભાગ 'એશિયાટીક લીગ' ની સહાયમાં જવાનોછે.

આ પુસ્તક પ્રગટ કરવામાં મારા મિત્ર રા. રા. મગનભાઈ બેચરભાઇ પટેલે જે આર્થિક સહાય આપી છે તેને માટે તેનો આભાર માનુંછું. તેમજ પ્રુફ સુધારવામાં ત્ર્યંબકલાલ સ્મારક ગ્રંથમાલાના મા-

લીક રા. રા. લાભશંકર જીવરાજે જે સહાય આપી છે તેને માટે તેનો પણ આભારી છું.

ભાષાન્તરમાં જો કોઈ ત્રુટીઓ રહેલી હોય તો તેને માટે વાચક વર્ગની ક્ષમા યાચુંછું. મારૂં આ પ્રથમ કાર્ય છે. શુદ્ધિપત્ર તરફ વાચક વર્ગનું ખાસ લક્ષ ખેંચવામાં આવે છે.

વસંત પંચમી
સં. ૧૯૭૮

લી.
જગજીવન હરિકૃષ્ણ વ્યાસના
સવિનય વંદન.

# અનુક્રમણિકા.

## પ્રથમ વિભાગ.



## દ્વિતીય વિભાગ.



## ચિત્રપરિચય.

# શુદ્ધિપત્ર.



| પૃષ્ઠ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧ | ૭ | માટે, | માટે |
| ૨ | ૮ | યરોપની | યૂરોપની |
| ૨ | ૯ | એકસ્રોજ | એકલોજ |
| ૩ | ૧૦ | સ્વાર્થ વૃત્તિ | સ્વાર્થવૃત્તિ |
| ૩ | ૧૭ | ‘ નૂતન આત્મા’ | ‘નૂતન આત્મા.’ |
| ૪ | ૨ | આત્મજ્યોતિથી,અંધકારમાંથી, પુનર્જીવન અને | =આત્મજ્યોતિથી અંધકારમાંથી, પુનર્જીવનથી |
| [illegible] | ૮ | જીવન્ત | જીવનની |
| ૫ | ૫ | એશિયામાં | એશિયામાં- |
| ૫ | ૧૦ | ભૌતિક | ભૌતિક- |
| ૫ | ૧૨ | અધ્યાત્મિક | આધ્યાત્મિક- |
| ૫ | ૧૫ | પાશ્ચત્ય | પાશ્ચાત્ય |
| ૬ | ૮ | તેઓના | તેઓનો |
| ૬ | ૧૯ | સંસ્થાપનને | સંસ્થાપનને- |
| ૬ | ૨૦ | સંસ્થાપનને | સંસ્થાપનને- |
| ૯ | ૨૦ | ઘણો | × |
| ૧૦ | ૪ | ભાસ્કાર | ભાસ્કર |

| | | | |
|---|---|---|---|
| ૧૦ | ૧૩ | ગણુવાનો | ગણાવાને |
| ૧૧ | ૪ | માતા | માતા– |
| ૧૩ | ૮ | ચરવો | રચવો |
| ૧૫ | ૪ | પિટેઇને | પેતેંએ |
| ૧૫ | ૧૦ | પિટેઃનના | પેતેંના |
| ૧૫ | ૧૭ | ઉતરી | ઉતારી |
| ૧૬ | ૯ | સંસ્કૃતિનું | સંસ્કૃતિનો |
| ૧૬ | ૧૧ | યરોપના | યૂરોપના |
| ૧૬ | ૧૫ | તરી | ઉતરી |
| ૨૩ | ૪ | વ્યક્તિ સ્વાતંત્ર્યવાદ, | |
| | | =વ્યક્તિ સ્વાતંત્ર્યવાદ’ | |
| ૨૪ | ૧૪ | પ્રનિનીધિત્વનાં | પ્રતિનીધિત્વનાં |
| ૨૪ | ૩ | ભેગવ્યા | ભોગવ્યા |
| ૨૫ | ૧૮ | સાથી | સૌથી |
| ૨૬ | ૧૬ | ટ્રાટ્સ્કી | ટ્રૉટ્સ્કી |
| ૨૮ | ૧૨ | વર્ગના | વર્ગનાં |
| ૩૧ | ૯ | ટેન | |
| ૩૨ | ૩ | એમસને | એમર્સને |
| ૪૭ | ૧૪ | ઝલે છે | ઝૂલે છે |
| ૪૭ | ૧૬ | ઝલતું | ઝૂલતું |
| ૪૮ | ૬ | અક્ય | ઐક્ય |
| ૫૧ | ૧૪ | કેંદ્રભવિષ્યના જગત્નું હૃદય | |
| | | =કેંદ્ર–ભવિષ્યના જગત્નું હૃદય. | |

| | | | |
|---|---|---|---|
| ૫૮ | ૧૩ | શાશ્વતૂ | શાશ્વત્ |
| ૬૨ | ૧૮ | અમ | એમ. |
| ૬૪ | ૬ | માચ | માર્ચ |
| ૮૧ | ૯ | રા૦ | રા૦રૂ |
| ૮૨ | ૯ | ચતન્યમય | ચૈતન્યમય |
| ૮૩ | ૧૬ | દુદશા | દુર્દશા |
| ૮૩ | ૧૮ | જીવનાની | જીવવાની |
| ૮૩ | ૧૯ | નપુર્જન્મ | પુનર્જન્મ |
| ૮૫ | ૧ | શંખલાઓ | શૃંખલાઓ |
| ૮૭ | ૧ | ચૈતન્યનો | ચૈતન્યનો |
| ૮૭ | ૯ | ધનવનો | ધનવાનો |
| ૮૯ | ૧૪ | આત્મનો | આત્માનો |
| ૮૯ | ૧૯ | અંન્ધકારની | અંધકારની |
| ૯૨ | ૫ | અશ્રભીની | અશ્રુભીની |
| ૯૨ | ૧૨ | આ દેશ | આદેશ |
| ૯૪ | ૪ | વિદ્રૂપ | વિદ્રૂપ |

श्री हरिकृष्णाय नमः

# એશિયાનો ઉષઃકાલ

અથવા

## આવતી કાલનો પુરૂષ.



## પ્રકરણ ૧ લું

### એશિયાનું ઐક્ય.

( ટોકીઓ શહેરમાં ઇ. સ. ૧૯૧૯ના માર્ચ મહિનાની ૨૨ મી તારીખે 'જાતીય સમાનતા મંડલ' સન્મુખ આપેલું વ્યાખ્યાન. )

---

કોઈ પણ પ્રકારના જાતીય ભેદભાવ વગર તમારી વચ્ચે મારો જે સત્કાર થયો છે તેને માટે હું તમારો આભાર માનું છું.

કંઇક દેશભક્તિના કરતાં વધારે મહત, એશિયાની પૂજાથી પણ કંઈક વિશેષ ઉચ્ચ, પ્રજાત્વ અને જાતિય ભાવનાના ભેદથી પર, તેમજ વધારે નૂતન અને વધારે ઉમદા માનવ જાતને માટે, આશાવાદી માનવઐક્યના સિદ્ધાંતનો મારી અને વિદેશીય મિત્રોની આ સભામાં

હાજરી એ પૂરાવો છે. માનવ સૃષ્ટિમાં તેનો ઉષ:કાલ થાય છે. પૂર્વમાં બધાં પ્રભાતની માફક તે ખીલે છે. એશિયાના મહાન્ આત્મા સાથે મારા આત્માએ ઐક્ય સાધ્યું છે, અને તેથીજ એશિયાને આ ઉષ:કાલનો હું સંદેશ આપું છું.

તેમજ જ્યારે માનવ જાતિઓની સમાનતા અને બંધુતા વિષે વાત કરો છો ત્યારે હું જે કહું છું તે ફ્રેન્ચ શબ્દો અને ફ્રેન્ચ વિચારશ્રેણિમાં કહું છું તે હું કેમ ભૂલી જાઉં? શું યરોપની બધી પ્રજાઓમાં મારો દેશ અગ્ર અને ફક્ત એકલોજ નથી કે જે વિચિત્ર વર્ણ-તિરસ્કારને અયોગ્ય સમજે છે તેમજ કૃષ્ણવર્ણી પ્રજા-ઓના પ્રતિનિધિઓને પોતાની મહાસભામાં દાખલ કરવામાં માન સમજે છે? અમારી અહીંની હાજરી એમ પૂરાવા રૂપ હો કે ભૂતકાળની માફક વર્તમાન કાળમાં પણ ફ્રાન્સ એ માનવધ્યેયના અગ્રેસરોનો દેશ છે.

અને તોપણ પારીસને, પારીસના શાન્તિ સમાજને, તેમજ પારીસના પ્રજાસંઘને વિજ્ઞપ્તિ કરવાથી જાતીય ભેદ-ભાવ અને અસમાનતાના ચોકસ અંતની તમારી અભિલાષા-ઓ પરિતૃપ્ત થશે એમ જો હું હમણાં તમને કહું તો તે મારૂં અસત્ય કથન ગણાય. કારણ કે જેની પાસે તમે તમારી દાદ લઈ જાઓ તે ગમે તેટલા બળવાન હોય તોપણ જે વસ્તુ તમે તેની પાસેથી માગો છો તે તેની શક્તિની બહાર છે.

શું તમે એમ માનો છો કે માનવ અહંકાર અને અજ્ઞાનનો કોઇ ભવ્યનિર્ણયથી નિરોધ કરવાને તેઓ

સમર્થ છે ? કારણ કે એકલી જાતોના નહિં પણ પ્રજાઓના, તેમજ પ્રત્યેક પ્રજામાં વર્ગ, જ્ઞાતિ, પંથ અને લિંગના આંતરિક ભેદભાવ તેના ઉપર રચાયા છે. શું તમે એમ માનો છો કે માનવ અન્યાયની ધાત્રી માનવમૂર્ખતાનો તેઓ તેમના એક શબ્દથીજ નાશ કરી શકે ? તેમજ શું એમ માનો છો કે તેમને પોતાને સ્વાર્થપોષક ન હોય તેવા તમારા ધ્યેયની તેઓ હોકહાભાર પણ પરવા કરશે ? કારણ કે પોતાના સ્વાર્થી વિચારોને ધ્યેયત્વ આપવામાંજ તેઓનું ધ્યેય સમાઈ જાય છે; અને આવી રીતે પોતાની સ્વાર્થ વૃત્તિ ઉપર 'ધ્યેય' શબ્દથી તેઓ ઢાંકપિછોડો કરે છે. ત્યારે જો તમે આ આશાને પોષણ આપ્યું હોય તો તે આશાનો ત્યાગ કરવો એજ યોગ્ય છે; કારણ કે તેથી તમે કોઇ વધારે ઉચ્ચ અભિલાષને તેની જગ્યાએ સ્થાપિત કરી શકશો.

પુરાણા યૂરોપ પાસેથી તમારે શું જોઈએ છીએ ? વાસ્તવિક રીતે જે તેની પાસે નથી–જે તમારે પોતેજ તેને અર્પવું જોઇએ–તે 'નૂતન આત્મા' તેને માટે હાથ જોડીને તેની પાસે ભિક્ષા માગવા તમારે નથી જવાનું, તેમજ તમારે તેને નથી કહેવાનું તેની રક્તકલંકિત જાતીય મગરૂરીનો ત્યાગ કરવાનું. પણ ઉલટું તે બધામાંથી હવે તેને તમારે પોતાએજ બચાવી લેવાનો છે. તમે જે કંઇ તેને અર્પો તે સિવાય બીજા કંઇની તેની પાસેથી અપેક્ષા ન કરો. તેની પાસેથી તેના પાપવિમોચન અને પુનર્જન્મ સિવાય બીજાની આશા ન રાખો.

પ્રેમોત્પત્તિથી અદાવત અને અંધાધુંધીમાંથી, આત્મ-જ્યોતિથી, અંધકારમાંથી, પુનર્જીવન અને મૃત્યુમાંથી યૂરોપને હવે બચાવી લેવાની જરૂર છે, એમ તમને શું નથી લાગતું ? કારણુ કે એ પુરાણું યૂરોપ હવે ક્યાં છે ? તે તેના પાપ નીચે દટાઈ મર્યું છે. અને યૂરોપ જેવું જોઇએ તેવું હજુએ નથી. તે રાહ જુએ છે; તેની આશા–નજર એશિયા ઉપર છે. મહાન્ આત્મોદ્ધારક, જ્ઞાન, પ્રેમ અને જીવન્ત ચેતનમૂર્તિઓ શું ભૂતકાળમાં એશિયાએજ નથી અર્પી ? તો તે હજુ પણુ કેમ નહિં અર્પે ? શું પ્રજાઓના ઉદ્ધારકોને સર્વદા એશિયાએજ જન્મ નથી આપ્યો ? તો તે હવે કેમ નહિં આપે ? અને તેથીજ હું યૂરોપને પુત્ર અહીં આવીને સૂચવું છું કે, ‘ એશિયાને જાગૃત કરો ! ’

એશિયાને બન્ને રીતે જાગૃત કરવાનો છે. કારણુ કે તમારૂં કાર્ય તેને આર્થિક અને આધ્યાત્મિક બન્ને રીતે એક સાથે જાગૃત કરવાનું હોવું જોઇએ. એશિયાને સુ-વ્યવસ્થિત અને એકત્ર કરીને જાગૃત કરો. અને તે સાધવાને તેની પ્રજાઓના માલીક નહિં પણુ મિત્ર બનો. તેઓની સામેનાં જાતીય દુરાગ્રહનાં મૂળ કાપી નાખો. તેમને બંધુ માફક ગણો, ગુલામ તરીકે નહિં. જેઓ ગુલામ હોય તે એકદમ મુક્ત થાય અને તમારા બંધુ બને. તે બધાનું એક એકત્ર કુટુંબ બનાવો. એશિયાનો–એશિયાનાં સંયુક્ત રાજ્યોનો એક પ્રજાસંઘ સ્થાપો.

પણ તમે આ પ્રમાણે કરી શકો તેના માટે તમારે વધારે કરવું પડશે. કારણ કે આત્માના ઐકય પછીજ દેહનું ઐકય સંભવી શકે. ઐકયની–પ્રત્યેક પ્રાણીમાં એકાત્મપણાની–તેમજ તમામ વસ્તુઓમાં–એક પરમાત્માની ભાવનાને એશિયામાં તમારા પોતાનામાં પ્રગટાવો, અને એશિયાનું એકાત્મપણું સાધો. એજ ફક્ત એશિયાની એક પવિત્ર દોલત છે, જે યૂરોપ તેની પાસેથી નહિં છીનવી શકે, તે તેની શોધ છે, તેનો વારસો છે, તેનું ખરૂં સત્વ છે. તેણેજ તેને ખરી શક્તિ અને શાશ્વત્ મહત્તા અર્પી છે. કારણ કે યૂરોપનું વિજ્ઞાન એ ભૌતિક બાહ્યસૃષ્ટિ વિજ્ઞાન છે; તેની શક્તિ નાશવંત અને અંતે વિધ્વંસકારી છે. ત્યારે એશિયાનું વિજ્ઞાન એ અધ્યાત્મિક આંતર્ સૃષ્ટિ વિજ્ઞાન છે; તે શાશ્વત્ જીવન અને અભેદ્ય શાન્તિ અર્પે છે.

અને તેથીજ જ્યારે પાશ્ચત્ય સામ્રાજ્યો છિન્નભિન્ન થઈ જાય છે–કારણ કે તેમાંના એકેનું પણ નામ નિશાન કયાં છે ?–ત્યારે ભારત, ચીન, જાપાન સદીઓ થયાં ટકી રહ્યાં છે. ઉચ્ચ જીવનના આ ફકત એકજ અગાધ અને ગૂઢ પ્રવાહને પોતામાં સતત્ વહેતો રાખવાને અને તે ઐકયના ભાનમાં તે પ્રવાહથી પુનર્જીવિત થવાને તેઓ ટકી રહ્યાં છે. આવતી કાલના જગતનું મંડાણ આના ઉપર છે.

જુઓ, અત્યારે બધી પ્રજાઓ આને માટે મથી રહી છે; અને તેમાંની હરેક પોતપોતાની ભાવના પ્રમાણે તેને

રચવાનો પ્રયાસ આદરી રહી છે. કેટલાક આધુનિક વિજેતાઓ તેને પશુબલ–પશુબલની અસમાનતા ઉપર ચણવા માગે છે, કારણકે જે ભાવનાઓ ઉપર તેઓ વિજયી થવા માગે છે તેજ ભાવના તેમને વારસામાં મળી છે. તેઓ તેના વિજેતા નથી પણ ગુલામ છે. અને તેથી જ્યારે તેઓ શાન્તિ સાધવા માટે એકત્ર થાય છે ત્યારે યુદ્ધના બધા દેવો પણ તેમની સાથે મળે છે, કારણ કે શાન્તિના આડંબર નીચે તેઓના ઉદ્દેશ સત્તાઓનું નિરંકુશપણું સ્થાપન કરવાનો હોય છે.

અને આ મોટાઓની નિરંકુશ સત્તાની સામે નાનાઓની નિરંકુશ સત્તા કેવો જવાબ વાળે છે તે જુઓ. મોટાઓની અને ધનિકોની સત્તા સામે તેઓ નાનાઓની લોકસત્તાથી ઝૂઝે છે, તેઓ ગરીબોનું રાજ્ય સ્થાપન કરે છે, તેઓ સ્વર્ગીય રાજ્ય અને સમાનતાનું રાજ્ય સંપાદન કરવાને જુલમી પ્રયાસ આદરે છે. તમારે તેમાંના બન્નેમાંથી કોઈનું પણ અનુકરણ કરવાનું શામાટે વ્હોરી લેવું જોઈએ? તેના કરતાં તમેજ તેમને બધાને અનુકરણીય બનો. મનુજો, પ્રજાઓ, જાતિઓ અને જગતના દિવ્ય ઐક્યના અને પ્રેમના સંસ્થાપનને બન્ધુતા અને માનવ શાન્તિના ફક્ત એકજ શક્ય સંસ્થાપનને તમારામાં મૂર્તિમંત કરી તમે બધાને પાઠ આપી શકો છો.

આ મહાર ઉપર અને આટલું ઉચ્ચ તમારું ચણતર કરો! આવતી કાલની સંસ્કૃતિ–એશિયાની સંસ્કૃતિ રચો.

અમીરાઈનો ધ્વંસ ન કરે તેવી તેવી ખરી સમાનતા સ્થાપો; સૌંદર્યનો ધ્વંસ ન કરે તેવો વિશુદ્ધ ન્યાય રચો; દિવ્ય ચિન્હોનો ત્યાગ ન કરે તેવું સાચું પ્રજાતંત્ર ઉભું કરો. એવું રામરાજ્ય* સ્થાપો કે જ્યાં પૃથ્વી અને સ્વર્ગ ઐક્ય સાધે. ઐક્યનું સામ્રાજ્ય રચો;—ફક્ત આવીજ રીતે જાતીય ભેદભાવના પ્રબલનો નાશ કરી શકશો.



* ટેનોઇઝમ; ઇશ્વરી રાજ્ય; ટેનોઃ સ્વર્ગીય રાજા.

# પ્રકરણ ૨ જું.

## એશિયાનું ભવિષ્ય.

(ટોકીઓ શહેરમાં ઈ. સ. ૧૯૧૯ના એપ્રિલ મહિનાની ૨૪ મી તારીખે 'જાતીય સમાનતા મંડલ'ના સંમેલન વખતે આપેલું વ્યાખ્યાન.)

'જેની પાસે તમે તમારી દાદ લઇ જાઓ છો તેની પાસેથી કંઇએ આશા ન રાખતા' એમ એક મહિના પહેલાં કહેવામાં મેં ભૂલ નહોતી કરી તે માટે મને માફ કરજો. પણ જ્યારે પુનઃ તમારી સન્મુખ આવીને બોલવા તમે મને કહ્યું તેથી આ વખતે તમારી સન્મુખ એમ બોલવા ઉભો થયો છું કેઃ–તમારી પોતાની અને ભવિષ્ય પાસેથીજ દરેક વસ્તુ માટે આશા રાખજો.

તમને એમ નથી લાગતું કે આ જગતમાં–આ જગત્‌ની બધી પ્રજાઓમાં બધી વસ્તુઓને નૂતનત્વ અર્પવાની તૈયારી ચાલી રહી છે? અને જેઓ તેમને પોતાને પુનર્જીવન અર્પવાની ના પાડે છે તેઓનું કમભાગ્ય હો; કારણ કે તેઓ નાશ પામે છે. જેઓ ન્યાયી અને ટેકીલા નથી તેને ફિટકાર હો; કારણ કે તેઓ ક્યારના ધિક્કારાયલાજ છે.

શું તમને એમ નથી લાગતું કે ભૂતકાળનો અંત આવતો જાય છે અથવા તેનો અંત ક્યારનોએ આવી લાગ્યો છે, અને ફક્ત તેના આભાસ યા પડછાયાજ રહ્યા છે, તેમજ

ભવિષ્યમાં તેના અધઃપાત સિવાય કંઈજ નહિં રહે ? અને તમે આ ભૂતકાળ પાસેથી ન્યાયની અપેક્ષા રાખો છો ? સમાનતા, બંધુતા અને જાતિઓનું ઐક્ય જે ભવિષ્યકાળની વસ્તુઓ છે તે તમે ભૂતકાળ પાસે માગો છો ? ભૂતકાળ અને ભૂતકાળના પ્રતિનીધિઓ પાસે અભ્યર્થના કરવામાં તમે ભૂલ ખાધી છે. જ્યારે આદર્શમાં પોતાનો સ્વાર્થ જુએ છે ત્યારેજ તેઓ આદર્શથી લલચાય છે. જ્યારે તેઓ પશુ-બળથી ફાવતા નથી ત્યારેજ તેઓ સત્યને શરણુ આવે છે. જ્યારે કોઈ બાબતમાં તેના હાથ હેઠા પડે છે ત્યારેજ તેઓ ન્યાયનો ફાંકો રાખે છે.

ત્યારે ભૂતકાળને તેની અગાધ નિશા તરફ જવા દો; અને ભવિષ્યકાળ તરફ દૃષ્ટિ ફેંકો. પણ તમારા પોતા માટે ધ્યાન રાખજો કે, આવતીકાલ એ ગઈકાલની નિષ્કૃતિ છે. બીજાઓ પ્રત્યે—જે તમારાથી નબળા છે તેમના પ્રત્યે—એવું કંઈપણ વર્તન ન રાખો કે ભવિષ્યમાં તમારે તેને માટે નિષ્કૃતિ કરવી પડે. જ્યારે સફાઈદાર અન્યાય ચલાવવામાં આવે છે ત્યારે, જો કોઇની દયા ખાવાની હોય તો, અન્યાય સહન કરનારના કરતાં અન્યાય કરનારની સ્થિતિ વધારે દયાજનક હોય છે. કારણ કે તેના ભવિષ્યકાળનો અંત આવે છે, ભવિષ્યકાળને તે તેનો ઘણો મહાન્ વેરી બનાવે છે, તે તેના પોતાના પ્રતિકારની તૈયારી કરે છે.

તેથી તમારા પ્રત્યે જે અન્યાય ગુજારવામાં આવે છે તેને માટે જો કોઇની દયા ખાવા જેવું હોય તો તમારી નહિં, જેના ઉજ્જવલ ભવિષ્યનો ઉષઃકાળ થઇ રહ્યો છે તે

ઉદયભાનુની પ્રજાઓની નહિં, પણ બીજાઓની જે અસ્ત પામતા રવિની પ્રજાઓ છે તેમજ જેઓ એક વખત પોતાનો વિજયધ્વજ ફરકાવવામાં મુગ્ધ બની ગઈ હતી અને અત્યારે પોતાનો વિજયભાસ્કાર તેના મધ્યાન્હ પછી અસ્ત પામતો નિરખી રહી છે તેની દયા ખાવા જેવું છે, અને ખરેખર કોઇને નીચું જોવાપણું હોય તો તે રંગીન જાતિઓના વંશજોને નહિં, પણ જે પ્રજાઓના વંશજો યદ્યપિ શ્વેતાંગ છે અને હજુ પોતાની કસોટીથી ફક્ત અર્ધ પાપનિવૃત્ત અને પ્રાયશ્ચિતથી ફક્ત અર્ધજ પવિત્ર થયા છે તેને.

આ જાતિ પોતાને ખ્રીસ્તિ કહેવડાવે છે; એશિયાના એક પુત્રને તે પૂજે છે, અને તોપણ તે એશિયાના આત્મજ ક્રાઇસ્ટનું જો પૃથ્વી ઉપર પુનરાગમન થાય તો એક ‘સદ્‌ગૃહસ્થ’ ગણવાનો ડૉલરની યોગ્ય રકમને અભાવે તેની સામે અમેરિકાના દરવાજા બંધ થાય; તે એશિયાનો એક મજુરપુત્ર જો વિદેશીભાષાની પરીક્ષા ન આપી શકે તો તેને ઑસ્ટ્રેલીયામાં પગ મુકવા દેવામાં ન આવે, અને દક્ષિણ આફ્રિકાનાં સંસ્થાનોમાં તો તેને ખ્રીસ્તિ યૂરોપીઅનની સાથે ટ્રામમાં પણ બેસવા દેવામાં ન આવે. આવી રીતે ખ્રીસ્તિઓ પોતાના પ્રભુ ક્રાઇસ્ટની બરદાસ કરે! આ એક પિશાચ ક્રીડાને તેઓ સંસ્કૃતિ કહે છે.

આવા અરસપરસ માનના અભાવમાં, આવી અરસપરસ સમજુતીની ખામીમાં, અને આવી મગરૂર અને અજ્ઞાનમય મૂર્ખતામાં પ્રજાઓની અને જાતિઓની અસભ્યતા સમાયલી હોય છે. અભિમાની પુરૂષોના જેવા કોઈ મૂર્ખ નથી, અને

અજ્ઞાનીના જેવા કોઈ અભિમાની નથી. પશ્ચિમને જ્યારે ધિક્કારતું ત્યારે તમારૂં પૂર્વ જંગલી હતું, અમારૂં પશ્ચિમ પૂર્વને ધિક્કારે છે એટલે અત્યારે જંગલી છે. અને જ્યાં સુધી તેમની માતા એશિયા પ્રત્યેના માનભંગના દોષથી યૂરોપ મુક્ત થતાં ન શીખે ત્યાંસુધી તે સંસ્કૃત હોવાનો દાવો ન જ કરી શકે.

અને હજુ પણ ખરા ફ્રાન્સનું સ્મરણ તમને એક વખત ફરી તાજું કરાવવા રજા લઉં છું. જે ફ્રાન્સે માનવહકના શાસનપત્રનો ઢંઢેરો પીટાવ્યો અને જેનું આદર્શ વચન હું એવી આશા રાખું છું કે એક દિવસ પ્રજાઓના હકપત્રની ઘોષણા કરશે તે ફ્રાન્સ આ પાખંડથી અને વર્ણભેદના માનવજાત તરફના અધમ પાપથી બીજા દેશો કરતાં ઓછું ગુન્હેગાર છે. જ્યારે તે સચ્ચાઇને પંથે ચાલે છે ત્યારે તેનો આત્મા એટલો ઉન્નત હોય છે, અને તેની બુદ્ધિ એટલી ઉદાર હોય છે કે તે કોઇને પણ ધિક્કારતું નથી, જે લોકો પોતાનાં દ્વાર બંધ રાખી એશિયાનાં દ્વાર ખુલ્લાં કરાવવા મથી રહ્યા છે તે લોકોની નજદીક ઓસીયાનીઆના ટાપુઓમાં ફ્રાન્સનાં નગરો અને બંદરોનાં દ્વાર કોઈપણ પ્રકારના જાતીય ભેદભાવ વગર તમારે માટે ખુલ્લાં છે તે ન ભૂલી જાઓ. સોસાયટી ટાપુઓ, ટેહીટી, પેપીટી, માર્કવીસાસ, ન્યુકેલેડોનીઆ, ન્યુમીઆ, પોર્ટ ઑવ્ ફ્રાન્સ, ગમે તે સ્થળે જાઓ અને તે ફ્રાન્સના પવિત્ર નામમાં બંધુ તરીકે–મિત્ર તરીકે તે તમારો સત્કાર કરશે.

પણ હું કબૂલ કરૂં છું કે આ એક ઉપચાર નહિ પણ આશ્વાસન છે; અને તમે અહીં આશ્વાસન મેળવવાને

નથી આવ્યા પણ તેનાથી કંઇ ભિન્ન જ પ્રયોજવા આવ્યા છો. ત્યારે શું કરવા માગો છો ? પ્રસંગનો પ્રત્યુત્તર કેવી રીતે વાળશો ? હું જાણુંછું કે તમારામાંના કેટલાક સ્હમજે છે કે પ્રજાસંઘમાંથી વિના વિલંબ તમારેજ છૂટા પડી જવું જોઈએ. જો તમે આ પગલું ભરશો તો પારીસમાં તમારા પ્રતિનિધિઓએ મુકેલા સુધારાનો તિરસ્કાર કરનારાઓને વધારે પાછા પાડશો. કારણ કે જો તેઓ જાણતા હોત કે તમારામાં આટલું પગલું ભરવાની હિંમત છે તો ખચીત જુદી જ રીતે તેમણે પોતાનો મત આપ્યો હોત.

પણ જો હું મારો અભિપ્રાય સવિનય રજૂ કરૂં તો વાસ્તવિક રીતે મારે કહેવું જોઇએ કે તે પ્રશ્નને હું બિલકુલ અગત્ય નથી આપતો. કારણ કે તમને સાથે જોડીને અગર તમારા વગર આ પ્રજાઓનું પેડું—આ ઘેટાંના ચામડાથી આચ્છાદિત (નિર્દોષતાનો આડંબર કરતું) વરૂઓનું ટોળું વધારે ટકી નહિં શકે તેમ મને લાગે છે. તેને પોતાની ઇચ્છાએ કે અનિચ્છાએ ઘણા થોડા અનુયાયી છે. આ પ્રજાસંઘમાં જો જરાપણ નિર્દોષતા હોત તો તેનું નામ તે ‘ કુલ સત્તાધિકારી અને નિર્બંધ શાહોનો સમૂહ ’ એવું પાડત. જો તે ટકી રહેશે તો મહેલ—ઝારના હેગના શાન્તિ મંદિર—થી પણ વધારે પ્રચંડ થશે; અને માનવજાતને કદિ રગદોળી નાખી હોય તેવાં ભયંકર યૂદ્ધોનું તે સૂચન કરશે. કારણ કે સૌથી ઉન્નતના અધ:પાત જેવું કંઇએ ખરાબ નથી. અને જ્યાંસુધી મનુષ્યોનાં હૃદયો પલટાયાં નથી ત્યાંસુધી સુંદર સંસ્થાઓ પણ જુઠાણાં છે.

પણ નિવર્તન—પ્રજાસંઘમાંથી પણ નિવર્તન એ આપણો પૂરતો નિર્ણય નથી, કારણ કે તે નિર્ણય માત્ર અભાવક છે. તમે જેને પૂજી રહ્યા છો તે જો ફક્ત અંગત સ્વાર્થ નહિં પણ વસ્તુતઃ એક આદર્શ હોય તો તમારે પોતે તે આદર્શને સંપાદન કરવો જોઇએ. ન્હાની હો કે મોટી, સફેદ હો પીળી હો કે કાળી અને રાતિ સુદ્ધાંત—જેનું માનવજાતમાં નામનિશાન છે, ભાષા છે, ઇતિહાસ છે, તે બધી પ્રજાઓનો તમારે સાચો પ્રજાસંઘ ચરવો જોઇએ. કારણ કે તેમજ હોય, તેમજ ફક્ત થવું જોઇએ, અને તેમજ થશે. ત્યારે તેને માટે તૈયારી કરો. પૃથ્વી ઉપર વસતી સો પ્રજાઓના મહત્ કુટુંબનો પ્રાથમિક સંપૂર્ણ પુનર્યોગ સાધવા માનવ મહાસભા રચો. આથીજ છેવટે ખરો ન્યાય અને ખરી શાન્તિ તેમાં સ્થાપિત થશે. જો તમે ખરેખરી રીતે મહાન્ થવા ઇચ્છતા હો તો આ મહદ્ વસ્તુને માટે—આવતી કાલના મહાન્ વિજયને માટે સજ્જ થાઓ.

અને તે તૈયારીને માટે એશિયામાં તેનો પ્રથમ આરંભ કરો. તેજ તમારે માટે યોગ્ય માર્ગ છે; એશિયાની સ્વતંત્ર પ્રજાઓની એક મહાસભા બોલાવો. કારણ કે એશિયાની બધી પ્રજાઓને મુક્ત થવાનો સમય આવી લાગ્યો છે. જ્યાંસુધી બીજી પ્રજાઓ પરતંત્ર હશે ત્યાંસુધી કોઈ પ્રજા ખરેખરી રીતે સ્વતંત્ર નહિં હોઈ શકે. જ્યાં સુધી બધી પ્રજાઓનો માન મરતબો નહિં સચવાય ત્યાંસુધી કોઇને પણ ખરૂં સન્માન નહિં મળે. તેથી જો તમે તમારૂં સન્માન ઇચ્છતા હો તો પ્રથમ બીજાઓનું સન્માન સચવાય તેમ

કરો. અને જે પ્રજાઓને તમે ગુલામ બનાવી છે તેને આઝાદી આપીને તમને પોતાને મુક્તિ આપો, જેથી આપણે બધા એક દિવસ આઝાદ થઈ રહીએ. કારણકે જે બીજાને બંધનમાં રાખે છે તે પોતેજ બંધાયલો છે.

એશિયાને બચાવીને તમને પોતાને બચાવવા એજ ખરો ઉપચાર છે. અને એશિયા જે આખા જગત્‌નો આત્મા છે તેને બચાવીને તમે આખા જગતૂને બચાવી શકશો. એશિયાની નવસંસ્કૃતિ રચવામાંજ રામબાણ ઉપચાર રહેલો છે; કારણ કે આખું જગત્ પોતાની આશાનજર તેના ઉપર તાકી રહ્યું છે. અને માત્ર આવીજ રીતે જે ઉજ્વલ જીવન તમને વરવાને તલસી રહ્યું છે તેની પાસે આજની ગ્લાનિ અને અધ:પાતનો વિલય થઈ જશે.



# પ્રકરણ ૩ જું



## જાપાનનો સંદેશ.



(ઇ. સ. ૧૯૧૯ ના એપ્રિલ મહિનાની ૨૬ મી તારીખે ટોકીઓ શહેરમાં આપેલું વ્યાખ્યાન).

ઇ. સ. ૧૯૧૯ ના ફેબ્રુઆરીની ૨૩ મી તારીખે કર્નલ કોબાયાશીની સન્મુખ જાપાનનાં પાંચ વર્તમાનપત્રોના પ્રતિનિધિઓને અત્યારે જગવિખ્યાત થયેલા ફ્રાન્સના મહાન્ સૈનિક અને મહાપુરૂષ માર્શલ પિટેઇને નીચે પ્રમાણે કહ્યું હતું—"જે જડવાદથી જર્મનીએ ચોક્કસ રીતે પોતાની નિર્બળતા પુરવાર કરી છે તે જડવાદ જાપાને ત્યજી દેવો અને પોતાનું ઐતિહાસિક ધ્યેયત્વ ખીલવવું."

જે નિમંત્રણ તમે મને આજે આપ્યું છે તેના પ્રત્યુત્તરમાં આજે હું આ ફ્રાન્સના સંદેશનો પ્રતિધ્વનિ લાવ્યો છું. કારણ કે આજે માર્શલ પિટેઇનના મુખથી તેમજ મારા મુખથી ફ્રાન્સ તમને પોકારીને કહે છે કે, "અધમ વસ્તુઓનાં પ્રલોભન પ્રજાઓને અંધકારમાં ઘસડી જાય છે. માટે ઉર્ધ્વ દૃષ્ટિ કરો." અને જર્મની પણ પોતાની કબરના ઉંડાણમાંથી તમને પોકારીને કહે છે કે "ધનલોભ વિધ્વંસક છે. પશુબલ મૃત્યુ અભિમુખ દોરી જાય છે." આ મહાન્ નાટક જેને પરિણામે વીશ પ્રજાઓ હતી ન હતી થઇ ગઇ અને જે સભ્યતાએ જગત્‌ને પોકલત્વમાં ઉતારી

પાડયું તે તમે ચાર વર્ષથી જોતા આવ્યા છો તો તેમાંથી તમે કયો મહાપાઠ શીખો છો? તે મહાપાઠનો એકજ શબ્દમાં સમાવેશ કરી શકાય–"આદર્શ." તે આદર્શને અનુસરો, કારણ કે તે એકજ, એકદમ, ચોકસ, શકય તેમજ સત્ય અદ્વિતીય માર્ગ અને અદ્વિતીય ધ્યેય છે.

ચાલો ત્યારે આપણે આશાવૃક્ષ રોપીએ, અને જે જાપાન પોતાને માટે અમલમાં મૂકી શકે તેમજ જે જાપાન-દ્વારા અખિલ જગતને નમૂનેદાર બક્ષીસ નીવડે તેવો સૌથી સુંદર એશિયાની નૂતનસંસ્કૃતિનું કાર્યક્રમ રચીએ. જ્યારે કોઇ એશિયાની સંસ્કૃતિની વાત ઉચ્ચારે છે ત્યારે યુરોપના લોકો પોતાનું માથું ધૂણાવે છે. આધુનિક સંસ્કૃતિ જેણે માનવીને પિશાચ બનાવી દીધો છે અને પુરાણા જગત્-ને નરકસ્થાન કરી મૂકયું છે તેનાથી વધારે પરિપૂર્ણ અને વધારે ઉત્કૃષ્ટ કોઇ સંસ્કૃતિ હોઈ શકે તેમ તેના મગજમાં તરી શકતું નથી. અને તેની જગ્યાએ બીજી સંસ્કૃતિ તો હરગીઝ આવવી જ જોઇએ. કારણ કે તેઓ ગમે તેટલા નાચે કૂદે પણ તેમની સંસ્કૃતિનો મૃત્યુઘંટા વાગી ચૂકી છે. અને તેની જગ્યાએ બીજી ગોઠવવાને જાપાન શું કરી શકે? તે તેને પોતાને આંગણે તેમજ બહાર એશિયા માટે અને માનવ સમાજ માટે શું કરી શકે? આ ત્રણ મહાન્ પ્રશ્નોના જવાબમાં ત્રણ સુંદર કાર્યો જ હોઈ શકે. રાજશક્તિ અને પ્રજાશક્તિ જે સર્વત્ર વિભક્ત અને પતિત છે તે બે શક્તિઓને એક રાગ અને પૂર્ણત્વ આપી કેવી રીતે આદર્શ પ્રજા ઘડી શકાય તે જાપાને શોધી કાઢીને બીજાને બતાવી આપવું જોઇએ. એ બન્ને શક્તિઓ એકબીજાથી પુનિત

બને છે. જ્યારે પ્રજા અને સરકાર એ બેમાંથી કોઇનું દૈવત્વ નષ્ટ થાય છે ત્યારેજ તેમની વચ્ચે વિસંવાદ ઉત્પન્ન થાય છે; કારણ કે ખરી સરકાર એ પરમાત્માની પ્રતિમા છે, ત્યારે પ્રજા તે મહાન્ સર્વોપરિ આત્માની સૂચક છે. જ્યારે પહેલી પરમાત્માનું એકત્વ ત્યારે બીજી તેનું અનેકત્વ દર્શાવે છે. અને વાસ્તવિક પ્રજાતંત્ર એ ખરા દૈવરાજ્યનું માત્ર બીજું અભિધાન છે.

જે અખિલ પ્રજાની આસ્તિકતા સરકારમાં પરમાત્માને સ્થાપિત કરે છે તેનાથી ખરૂં દૈવરાજ્ય ઉભું કરો પ્રજા અને તેના રામ રાજા—એ એક વસ્તુની બન્ને બાજુઓ—વચ્ચે કંઈ પણ અપવિત્ર દાખલ થઈ તેમને પરમાત્માથી વિમુખ કરી પૃથ્વી ઉપર અંધકાર ન ફેલાવે તેની બરાબર કાળજી રાખી ખરૂં પ્રજાતંત્ર રચી કાઢો. તમે શોગનને* પદભ્રષ્ટ કર્યો છે અને દિવ્ય કિરણો તમારા ઉપર પ્રકાશ્યાં છે. પણ

---

* શોગન એ જાપાનમાં સેનાધિપતિ હતો. અને મિકાડો ફક્ત નામનોજ રાજા હતો. ૭૦૦ વર્ષને અંતે ઈ. સ. ૧૮૬૮ માં તે સત્તા પાછી મિકાડોને મળી.

× 'ટેનો'—પાશ્ચિમાત્ય શબ્દાર્થ પ્રમાણે તેનો અર્થ જાપાનમાં 'બાદશાહ' એમ નથી થતો પણ 'ઈશ્વરનો પ્રતિનીધિ,' 'અવતાર' એવો થાય છે.

× 'નારીકિન્'—ધનિક.

રાક્ષસ બીજા રૂપમાં અને બીજા નામથી પાછો ફર્યો છે. તે પોતાને 'સમૂહ' તરીકે ઓળખાવે છે અને તેને 'ધનિક'નું નામ અપાય છે! સમગ્ર યૂરોપ તમને પોકારીને કહી રહ્યો છે કે 'આર્થિક સત્તાનું પરિણામ દિવાળું અને ભૂખમરો છે' તે તમે નથી સાંભળતા? અને રૂશિયા પણ તમને પોકારીને કહે છે કે "હરદમ, હરદમ, ધનિકની પછી બોલ્શેવિક આવે છે, તેજ તેનો ઉત્પાદક છે."

જ્યારે તમે ઐહિક અને આમુષ્મિક બન્ને પવિત્ર સંપત્તિઓ પ્રાપ્ત કરી લ્યો ત્યારેજ તમે ચીન તરફ ફરી શકશો. કારણ કે તમે સમજી શકશો કે તેના બન્ને વિભાગો જે પરસ્પરસ સમાધાનીથી નહિં પણ વિપર્યયથી એકત્ર થવા જોઈએ; તે આ બે સંપત્તિઓનુંજ પ્રતિબિંબ છે. દક્ષિણનો સિદ્ધાંત 'ભૌતિક આદર્શ' છે ત્યારે ઉત્તરનો સિદ્ધાંત 'આધ્યાત્મિક આદર્શ' છે.

આવી રીતે તમારૂં કાર્ય બહારને માટે શરૂ થશે. તે પ્રથમ એશિયામાં શરૂ થશે. આ કાર્ય તમે જાણો છો. આવતી કાલે એશિયાની પ્રજાઓ મુક્ત થશે; કારણ કે સ્વતંત્રતા દેવીએ પૃથ્વી ઉપર પોતાની સત્તા સ્થાપિત કરી છે. ત્યારે તમારો દેશ તેમને મુક્ત કરીને ત્રાતા—વીર બનશે કે જેની પાસેથી તેને મુક્તિ મેળવવી પડે તેવો એક માલીક થશે?—એ પ્રશ્ન છે. આવતી કાલે એશિયાની બધી

પ્રજાઓ એકત્રિત થશે. કારણુકે સંપનો દેવ પણુ આવે છે. ત્યારે જપાન તે પ્રજાઓને એકત્રિત કરનાર થશે કે જેના વગર, કદાચ જેની વિરૂદ્ધ જઇને પણ, તે પ્રજાઓ એકસંપ બને તેવો એક દેશ થશે ?—એ પ્રશ્ન છે.

બે વર્ષ પહેલાં મેં તમારા દેશને કહ્યું હતું કે "ચીનનો સંબંધ પ્રાપ્ત કરવાને તેને શીંગટાઉ પાછું આપો." તે પ્રમાણે તેણે હજુ નથી કર્યું. આ પ્રમાણે તે એકને મેળવ્યા વગર બીજાને પણ ગુમાવશે. હવે હું તમને કહું છું કે એશિયાની પ્રજા—કોરીઆને મુકત કરવાનું પહેલું બીડું તમે ઉપાડો; તેથી તમે એશિયાને તમારૂં કરી શકશો—એશિયાનો વિશ્વાસ અને નૈતિક સામ્રાજ્ય સંપાદન કરી શકશો. જો તમે ભવિષ્યનો મુકુટ પહેરવા માગતા હો તો તમારે તેની કીંમત ભરવી પડશે. અને જેમ જેમ તમે વિલંબ કરતા જશો તેમ તેમ તેની કિંમત વધતી જશે. જો તમારે તમારૂં કાર્ય અદા કરવું હોય તો તમારે સંકુચિત ભાવનાઓ અને સંકુચિત ઉપાયોનો ત્યાગ કરવો જોઈએ. મહાન્ કાર્યો માટે સમય આવી લાગ્યો છે.

આ ભૌતિક કાર્ય છે. સૌથી પવિત્ર આધ્યાત્મિક કાર્ય હજુ બાકી રહે છે. જ્યારે તમે મુક્તિદાતા થશો ત્યારે તમે આધ્યાત્મિક પ્રદેશમાં શૂરવીર અને વિજયી થશો. કારણુકે તે પ્રદેશમાં જે વિજયી નથી થતો તે જીતાય છે.

તમે ઉપદેશ આપતા પહેલાં પોતાના વર્તનથીજ બતાવી આપનાર ઉપદેશક થશો. બીજા બધાઓ તે પ્રમાણે આચરતા નથી. તમને કેટલીક વખત એમ સૂચવવામાં આવ્યું છે કે કેટલીક પ્રજાઓ સામે સાટું વાળવું અને તમારા દેશમાં તેમના ધર્મોપદેશકોના આગમન સામે અટકાયત ઉભી કરી, તમારા કાર્યકરનારાઓના આગમનથી તેમના દેશઉપર રહેતા હુમલાના ભયને માટે જવાબ વાળવો. હું તમને તદ્દન જુદાજ પ્રકારની સલાહ આપું છું. દરેક ધર્મને તેની શકિત અજમાવા દો. અને જેમ કોઇ ખ્રીસ્તિ ધર્મોપદેશક તમારા તરફ મોકલાય છે તેમ તમે પણ બૌધિક, શિન્ટો, કૉન્ફ્યુસીઅન અથવા ટેઓ ધર્મોપદેશક મોકલી શકો. બીજી બાબતોની માફક જગત્‌ની ધાર્મિક સંસ્થાઓના પણ અરસ્પરસ પ્રતિનીધિ મોકલો.

તમારા પ્રેમ અને આનંદના સુંદર ધર્મો જે એકલાજ લોહીલોહાણુથી કલંકિત નથી થયા તેમજ જે એકલાનેજ 'જગત્ ઉપર શાન્તિ પ્રસરો' એમ કહેવાનો હક છે તે સુંદર ધર્મો જે પ્રજાઓ તે ધર્મોને જાણુતી નથી, અજ્ઞાનથી તેનો તિરસ્કાર કરે છે તેમજ અહંકારથી તેના તરફ બે પરવા છે તેમને શીખવો. એકલા પરમાત્માને રહેવા દઈ જેમણે સ્વર્ગને ખાલી કર્યું છે તેમને, આત્માના અજ્ઞાન

રૂપી નિશામાં સ્વયં એકદમ અદૃશ્ય થઇ, શિખવો કે સ્વર્ગ એ દેવો–પુરૂષ અને પ્રકૃતિના મૂળ પુરૂષોથી ભરેલું છે; કારણકે તેઓ એક પરમાત્માનાં અનન્ત રૂપો છે–અનન્ત ભાવનાઓ છે. જે ધર્મોએ દયાના નામથી પૃથ્વીને તિરસ્કાર અને ભયથી ભરી મૂકી છે તેમની પાસે જાઓ અને તેમને પ્રાણી અને પદાર્થોના દિવ્ય ઐક્યના તેમજ બધાં મનુજો અને તેમના બધા ધર્મોની બંધુતાના પાઠ શીખવો.

જે પરમાત્મા તેના પેગંબરોને અખિલ વિશ્વ ઉપર મોકલે છે, જેનું બ્રહ્મતેજ જ્યાં તે ધારે ત્યાં પ્રસરી શકે છે, જે બધી પ્રજાઓમાં તેમજ બધી જાતોમાં પ્રકટ થાય છે, તેમજ જે મનુષ્ય આકૃતિધરી નરનો નારાયણ કરવા યુગેયુગે અવતાર ધારણ કરે છે તેના પવિત્ર નામથી વિચરો.

જાઓ, કારણ કે આજે તેના આગમનનો સમય આવી લાગ્યો છે. જાઓ, અને બધી પ્રજાઓને આ શુભ સંદેશ જાહેર કરો. ખરેખર, તમે નાની પ્રજા છો તોપણ બિલકુલ ભીતિ વગર વિશાળ જગત્ ઉપર વિચરો. ગોલીએથ સામે ડેવીડ, આકન્ડોજી રાક્ષસ સામે મોમોટારો બનો; જે વિજયીનું આગમન થવાનું છે તેના ચુનંદા સંદેશવાહક બનો.



## પ્રકરણ ૪ થું

### પ્રજાતંત્ર

( ઇ. સ. ૧૯૧૮ ના ડિસેંબર મહિનામાં ટોકીઓ શહેરમાં બેરન ગોતોના 'શિંજીદાઇ' માસિકના સવાલ નો જવાબ )

તમે મને પૂછ્યું છે કે "મહાન્ યુદ્ધ પછી પ્રજાતંત્રીય ભાવનામય અમે કેવી રીતે થઈ શકીએ ?"

હું ઇચ્છું છું કે તમે મને એમ પૂછ્યું હોત કે "ખોટી પ્રજાકીય ભાવનાથી મુક્ત થઇને ખરી પ્રજાકીય ભાવનામય અમે કેવી રીતે થઈ શકીએ ?" તો વધારે ઠીક થાત.

અને "કેવી રીતે ખોટી પ્રજાકીય ભાવનાથી અમે બચી જઇ શકીએ અને અમે પોતેજ કેવી રીતે પ્રજાકીય ભાવનાનું ખરૂં રહસ્ય શોધી અને શીખવી શકીએ ?" એમ પૂછ્યું હોત તો હજુ વધારે ઠીક થાત. આ એકજ પ્રશ્ન તમારે માટે અને તમારી પ્રજાને માટે આદરણીય છે.

કારણ કે વાસ્તવિક રીતે પ્રજાસત્તાક તંત્ર બે પ્રકારનું હોય છે. એક ખરૂં અને આદર્શરૂપ-જે હજુ કોઈ પ્રજાએ

જાણ્યું નથી પણ હજુ શોધી કાઢવાનું છે; અને બીજું હાલનાં ઘણાં ખરાં રાજ્યોમાં ભિન્ન ભિન્ન રૂપે પ્રચલિત છે. તે પ્રકારના પ્રજાસત્તાક તંત્રને સામાન્ય રીતે ' મસલતી અને ધન સત્તાનો વ્યકિત સ્વાતંત્ર્યવાદ, કહી શકાય.

શું જાપાન આ પ્રકારનું પ્રજાતંત્ર સ્થાપિત કરવાને આતુર છે ? જો તેમ હોય તો ફરીથી પણ તેને ખાત્રી આપવી જોઇએ. તેના પાશ્ચાત્ય શિક્ષકોનો બહુજ ઉતાવળથી બરાબર નમુનો બનવામાં કંઇ પ્રયાસની જરૂર નથી. કારણ કે તેના મુખ .ઉપર અર્ધ કરતાં વધારે કૃત્રિમ ચહેરો તેણે ક્યારનોએ દાખલ કરી દીધો છે. કોઇ પણ પ્રજાના માથાનો પહેરવેશ ગ્રહણ કરનાર તે પ્રજાના વિચારોને જરૂર ગ્રહણ કરે છે; વિદેશીય વસ્તુઓને કોઇ પણ અભડાયા સિવાય નથી લઇ શકતો; કારણ કે તે દેશની ઉત્પન્ન સાથે તેના રીતરિવાજ અને તેના રીતરિવાજ સાથે તેની ભાવના દાખલ થાય છે. આવી રીતે વસ્તુની સાથે તેની ભાવના આવે છે, અને દરેક વસ્તુમાં જે બુદ્ધિએ તે રચ્યું તે બુદ્ધિ કામ કરી રહી હોય છે. તેથી જાપાને પોતાના મસલતી અને ધનસત્તાના માર્ગમાં ક્યારનીએ ઘણી સારી પ્રગતિ કરી છે.

આમાં બે ગેરલાભ છે એક સાધારણ અને બીજો ગંભીર. કારણ કે યૂરોપનાં જે રાજકીય અને સામાજીક

અંધારણોનું તમે અનુકરણ કરી રહ્યા છો તેનું યૂરોપ, એક સૂક્ષ્મ બાબતથી મોટી બાબત સુધી, સંપૂર્ણ પરિવર્તન કરી રહ્યો હોય તેમ જણાય છે; અને અમેરિકા પણ ખસુસ એકદમ તેનું અનુકરણ કરશે. અને જે સંસ્થાઓને તમે તમારી પ્રગતિના નમુના તરીકે ગણો છો તેને તેઓ અસભ્ય અને પરાવર્તક ગણી ચોકસ એકદમ છોડી દેશે. આ પ્રમાણે એકલું અનુકરણ કરવાથી જાપાન પાછળ પડી જશે અને અસમયકાલિન્ થઈ જશે.

આ બાબતનો સચોટ પાઠ તેની દૃષ્ટિ સન્મુખ છે. વાસ્તવિક રીતે દશ કરોડ માણસની ખાતર, કદાચ હજુ ઘણાં વધારે લાખો માણસની ખાતર, મજુરસમાજવાદ મધ્યમવર્ગના વ્યકિતવાદને ક્યારનોએ સબલ રીતે ખસેડી રહ્યો છે. અને પાર્લમેન્ટના પ્રતિનીધિત્વનાં બનાવટી ભૌગોલિક રૂપોનું સ્થાન વહીવટી પ્રનિનીધિત્વનાં અને સહકારી સોવિએટનાં જીવન્ત અંગો લેવામાંડયાંછે. યૂરોપનો મોટો ભાગ આટલે સુધી પહોંચ્યો છે—બાકીનું હવે આવશે.

કોઇ જાદુથી આ કંઇ નથી બનતું. આ પરિવર્તન ગમે તેટલું વૈશ્વિક હોય તો પણ તે માત્ર નૈસર્ગિક વિકાસનું સ્પષ્ટ પરિણામ છે. તે વિકાસની વસ્તુસંકલના સ્હેલાઈથી સમજી શકાય તેમ છે, અને તેનાં કારણ સમગ્ર પાશ્ચિમાત્ય સંસ્કૃતિમાં તેનું કામ કરી રહ્યાં છે.

જાપાનને માટે બીજો ગંભીર ગેરલાભ આ છે. જે માર્ગ તે અનુસરે છે તેનાથી તે દારૂણ પરિણામ તરફ દોરવાય છે, છતાં તે એમ માને છે કે તે પરિણામ ભોગવ્યા વગર તે બીજાને પથે ચાલી શકે.

તે પરિણામ જેમ યૂરોપ અને અમેરિકા માટે તેમજ જાપાન માટે ચોકસ છે.

જ્યારે કોઈ પ્રજામાં ચેતન વસ્તુ ઉપર જડ વસ્તુ સ્વામિત્વ મેળવે છે, ત્યારે પ્રથમ ધનિક અને પછી મજુર—એમ વધારેમાં વધારે અહંકારી તત્ત્વ સ્વામિત્વ મેળવે છે. જ્યારે મજુરઉદ્યોગ પ્રજાની સૌથી અગત્યની પ્રવૃત્તિ થઈ પડે છે ત્યારે ઔદ્યોગિક મજુર પણ ધીમે ધીમે સર્વોત્તમ વ્યક્તિ થઈ પડે છે. જ્યારે પૈસો માલિક બને છે ત્યારે પૈસાનો ઉત્પાદક રાજા બને છે. અને એક દિવસ બધા લાભો જેના ઉપર આધાર રાખે છે તેને શરણ આવે છે. છેવટે મજુર જે સમગ્ર મિલ્કતનો આધાર છે તેમજ જે બધાનો સંપૂર્ણ રીતે અત્યાજ્ય સેવક છે તે પોતાની સત્તા જમાવે છે. કારણ કે બધી ખરી સત્તાનું અને તેની ગૂઢ યથાર્થતાનું રહસ્ય આ છે.—" સૌથી મોટી સંખ્યાને સૌથી વધારે ઉપયોગી થવું."

સુધરેલું જંગલીપણું જેને આધુનિક માણસો સભ્યતા કહે છે તેના જડવાદ—ઔદ્યોગિક યંત્રવાદનો છેવટનો

નૈયાયિક તેમજ અત્યાજય અંત હાથ મહેનતની સત્તામાં છે. અને જાપાને જાણવું જોઇએ કે–જે અર્થશાસ્ત્રની બાબતોએ 'ધનિક' ને ઉત્પન્ન કર્યો, તેજ બાબતો તેની પછી 'બોલ્શેવિક' ને જન્મ આપશે.

આ ખૂલ્લી બાબત તરફ આંખો બંધ કરવાથી કંઈ નહિં વળી શકે. તેની ખાત્રી થવા પુરતી પણ આંખ ખોલવાની જરૂર છે. કારણ કે જમાનાનાં ચિન્હો અસંખ્ય અને દશ્ય છે. અત્યંત નૈસર્ગિક વિચારોથી બાલકોની તેમજ મધ્યમ વર્ગના લોકોની પણ જે માનસિક પ્રગતિ થઈ રહી છે એ કંઇ ઓછું અગત્યનું ચિન્હ નથી. હજારો દાખલાઓમાંથી એક નીચે મુજબ છે:–

થોડા દિવસ પહેલાં એક રૂશિયાની સ્રી વિષે એક જાપાની છોકરાએ કહ્યું હતું કે "તેના વિચારો ભયંકર છે." ત્યારે તેના શિક્ષકે પૂછયું કે "કેમ, તે વૈપ્લવિક વિચારની છે તે માટે?" છોકરાએ જવાબ આપ્યો "તેમ નહિં, પણ તે લેનીન અને ટ્રાટ્સ્કી જેના વિચાર મને ગમે છે તેની વિરૂદ્ધ બોલે છે." તે છોકરો એક શ્રૉફનો પુત્ર છે. તેમના શબ્દો તમને ભવિષ્ય સૂચવે છે.

આ ભવિષ્ય તમને પસંદ નથી. પણ તમે હવે તેનો ત્યાગ કેવી રીતે કરી શકશો?

જ્યારે હુન્નરવાદ અને વ્યાપારવાદ નહોતાં અને કામ કરનાર પોતાનો આત્મા અને કામ વેચતો નહોતો તે પવિત્ર અને પુરાણા સમય તરફ તેમજ તેની ભાવના તરફ પાછા ફરવાનું કેટલાક કવિઓનું સ્વપ્ન કોઇ પણ રીતે ખોટું નથી. કારણ કે ત્યારે કામ કરનારને તેના નિર્વાહ માટે કમાવું પડતું નહોતું. તે પોતાનો નિર્વાહ ઈશ્વર પાસેથી બક્ષીસ રૂપે મેળવતો અને જે પોતે પેદા કરતો તે ઈશ્વરને બ્રહ્માર્પણ કરતો. આ પ્રમાણે ક્રિયા તે એક યજ્ઞ હતો જે બધા અન્યોઅન્ય આચરતા. તે સમય હવે કયાં રહ્યો છે? માણસ હવે સ્વતંત્ર નથી રહ્યો—તે પગાર માટે કામ કરતો ભાડુતી માણસ છે. હવે તે કામ કરે છે તે 'પરમાત્મા' માટે નથી કરતો પણ જે કોઇ તેને પૈસા આપે છે તેને માટે કરે છે. અને હજુ પણ તમે તેના હૃદયમાં નિઃસ્વાર્થ ભાવના પ્રકટાવવા માગો છો? તો સૌથી પહેલાં તેના કારખાનાના ભાગીદારો પાસે જાઓ અને તેને આ ભાવના સમજાવો. ત્યારે કદાચ તમે તેને ગુલામી ભાવનાથી અને તેઓને બદલે માલિક થવાની ઇચ્છાથી મુક્ત કરી શકશો.

પણ જો નિવર્તન શકય ન હોય તો કેટલાક એમ ધારે છે કે પ્રગતિને બળાત્કારે રોકવી એટલું તો શકય

છે જ. મેદાન તરફ ધસધસાટ વહેતા પાણીના પ્રવાહને અટકાવવા જેવો તે પ્રયત્ન છે. ખરેખર, તમે તેનો પ્રવાહ અટકાવી શકો; પણ તેમ કરવાથી તમે તેને અક્ષામ્ય બનાવશો. તમે તેની સન્મુખ પાળો બાંધો; તો પણ તેનું પૂર તેના ઉપર ધસારો કરી આડ તોડી નાખશે, અને વિનાશ વધારે ખરાબ થશે. જીવન્ત બળોને કોઈ અટકાવી નથી શકતું; તમે તેને દાટી દેશો તો તેના ફણગા ફૂટી નિકળશે; તેના ઉપર દબાણ કરશો તો તે ધડાકાથી ફૂટી નિકળશે. વિચાર પ્રગતિ કોઇ અટકાવી શકતું નથી; આખી પૃથ્વીના પટ ઉપર એવી કોઇ સિપાઈ નથી જે તેને અટકાવી શકે. જે સ્વતંત્ર સ્વર્ગની અંદર તેઓ વિલસે છે અને જ્યાંથી બિન અટકાયતે સામાન્ય વર્ગના મન અને હૃદયમાં પ્રવેશ કરે છે તેને કોઇ પણ નોકરશાહીના કાનુનો પહોંચી શકતા નથી.

પશુબળનો માર્ગ એ નિર્બળનો છે; તમે જેનો ત્યાગ કરવા માગો છો તે પ્રાપ્ત કરવાનો તે સૌથી ચોકસ અને ટૂંકામાં ટૂંકો માર્ગ છે. ઝારની સત્તા તે માર્ગે પ્રવર્તતી હતી. તમે તેનું અનુકરણ ન કરતા.

જે ભાવનાને તમે ધિક્કારો છો તેની સામે પ્રચંડ રીતે થવાનો જ્યારે તમે પ્રયાસ કરો અને એક પ્રકારની

માનસિક સ્થિતિની વિરૂદ્ધ રણક્ષેત્રમાં તમારાં લશ્કરો મોકલો ત્યારે ચેતતા રહેજો કે રખેને જ્યારે તે પાછાં ફરે ત્યારે જો કે બહારથી વિજયી પણ અંદરથી વાસ્તવિક રીતે જીતાયલાં ન હોય.

ત્યારે શું બચવાનો કોઇ માર્ગ નથી ? હા, એક છે. તે માર્ગ પાછળ રહેવાનો કે પાછા ફરવાનો નથી; પણ ઉપયુક્ત કાર્યો તરફ હિંમતથી અને ત્વરાથી પ્રયાણ કરવાનો છે. તે માર્ગ નાસી છૂટવાનો કે લડવાનો નથી પણ સેવાનો છે. તે માર્ગ તમને ભયરૂપ અને શત્રુરૂપ ન થઈ પડે તેમ તમે ઇચ્છતા હો તો આવતી કાલના આદર્શ સાથે મૈત્રી સાધો. જો ભવિષ્ય તમારો વિનાશ ન કરે એમ તમે ઇચ્છતા હો તો ભવિષ્યને રચો. જોસથી વહેતા જલ પ્રવાહને માટે નહેર ખોદી કાઢો, જેથી તે વિનાશ નહિં કરતાં જમીનને ફલદ્રૂપ બનાવે.

નવશક્તિઓ ઉપર વિજય મેળવવાને તમારે તેને દોરવી જોઇશે અને દોરવા માટે તમારે તેના સહાયક બનવું જોઇએ. બીજાઓમાં તેને સ્થાન આપો. કામદારોના અને સામાન્ય લોકોના લાભો તમે પોતેજ ઘડી કાઢો, જેથી નજીકના ભવિષ્યમાં તેઓ તમારી સામે એકત્ર

ન થાય. ન્યાયને અવિચળ અને સંપૂર્ણ બનાવો, જેથી તેની માગણીઓ તીવ્ર ન બને.

ટૂંકામાં તમારી પોતાની અને બીજાઓની લોભી ઈચ્છાઓને દબાવી દેવાને આદર્શને પૂજો. અને જે લીસા માર્ગ વિનાશ તરફ દોરી જાય છે તેમાંથી બચીને આગળ ધસો. અનુકરણ નહિં કરતાં નવું જ રચો. બીજાનો કક્કો ઘૂંટવા કરતાં તેમજ અનુકરણીય બનો. ખોટી પ્રજાતાંત્રીક-ભાવનાના પાઠ ભણવા કરતાં તમેજ ખરી પ્રજાકીય ભાવનાના પાઠ શિખવો અને તે શોધી કાઢવાને ઉન્નત બનો.

ખરૂં પ્રજાસત્તાક તંત્ર કોઈ પદ્ધતિ નથી પણ ભાવના છે—ચલણ નથી પણ વલણ છે. તે સૂત્રો, સંસ્થાઓ અને મહાસભાઓ ઉપર આધાર નથી રાખતું. પ્રજાતંત્રવાળી સલ્તનતો અને સ્વેચ્છાચારો (જોહુકમી) પ્રજાતંત્રો હોઇ શકે. બાદશાહોથી વધારે સ્વેચ્છાચારી પ્રમુખો હોઇ શકે. બાદશાહી રોમે ચલાવેલી ગુલામી કરતાં ગ્રીસનાં પ્રજાસત્તાક રાજ્યોએ વધારે ખરાબ ગુલામી ચલાવી.

વિપ્લવની પહેલાંના રૂશિયાની માફક ઈંગ્લાંડના મુઠ્ઠીભર અંગ્રેજોએ રાજ્યની બધી જમીન બથાવી પાડી છે; તેમાં તેનાં કોઈ પ્રજાકીય બંધારણો આડે નથી આવી શકતાં. લંડનમાં એક નમૂનેદાર મહાસભા છે, અને જગત્-

નાં બધાં ગાજ્યનગરોના કરતાં ત્યાં સૌથી વધારે વિટંબના છે. ભાઈ લૉઇડ જ્યૉર્જે થોડા વખત પહેલાં જણાવ્યું હતું કે યુદ્ધ કરનાર બધી પ્રજાઓ કરતાં તેના દેશની અંદર અશક્ત અને ભૂખે મરતાંની સંખ્યા સહુથી મોટી છે.

અમલદારોનાં ભાષણોનું પ્રજાતંત્ર એ ખરૂં પ્રજાસત્તાકપણું નથી. થોડા વખત પહેલાં રૂશિયામાં પ્રવાસ દરમ્યાન એક અમેરિકાના મહાપુરૂષ સમજી શકયા કે બાદશાહી મહેલના ઝરૂખામાંથી કે માજી ઝારની 'સ્પેશીયલ ટ્રેન' માંથી રૂશિયાના ભૂખેમરતા કામદારોને અને ખેડુતોને ખરા પ્રજાસત્તાકતંત્રના પાઠ શીખવી શકાય તેમ નથી.

ચૂંટણીના આડંબરોવાળું પ્રજાતંત્ર એ ખરૂં પ્રજાતંત્ર નથી. આધુનિક ગુલામ જયારે પોતાના ઉપર લૂંટ ચલાવતા પાંચસો છસો માલિકમાંના એકની તરફેણમાં અથવા વિરૂદ્ધ મત આપી શકે એટલે તે સ્વતંત્ર છે એવું સમજાવીને છેતરવામાં પણ ખરૂં પ્રજાતંત્ર નથી રહ્યું.

મોટી સંખ્યાનો જુલમ તે મુકિત ન હોઇ શકે. નનામી જોહુકમી–ચૂંટણીના હકવાળી અંધાધુંધી–એ પ્રજાસત્તાક તંત્ર ન કહી શકાય.

જે માણસને ગુલામીનાં ખરાં બંધનોમાંથી મુક્ત કરે છે, જે તેને વધારે મહાન્, વધારે ઉમદા, વધારે સુંદર

અને વધારે સુખી બનાવે છે તેજ ખરૂં પ્રજાસત્તાકતંત્ર-તેજ ખરી મુક્તિ છે.

એમસને કહ્યું છે કે “ આપણે પૃથ્વી ઉપરના દેવોનું પ્રજાસત્તાકતંત્ર સ્થાપન કરવા માગીએ છીએ. ”

ખરા પ્રજાસત્તાક રાજ્યમાં મોટાને એમ લાગશે કે આપણે નાના છીએ અને નાનાને એમ લાગશે કે મોટા છીએ; જેમાં મોટાઓ નાનાઓને દોરશે; જેમાં સૌથી મહાન્ પુરૂષો એકદમ નિઃસ્વાર્થી અને ગરીબમાં ગરીબ હશે; અને જેમાં સર્વોત્તમ મહાન્ પુરૂષને તદ્દન નિરાધાર સ્થિતિમાં ઝળકી ઉઠવાની શક્તિ હશે.

તમારા બાદશાહ મેઈજી જેણે પ્રથમ અજ્ઞાનનાં પડલ ભેદી નાખ્યાં અને પ્રજાની ગુલામગીરિની સાંકળો તોડી નાખી તેના સમયમાં ખરૂં પ્રજાસત્તાક રાજ્ય હતું; તે ઉચ્ચ હૃદયના રાજાએ પોતાને માથે બધાનાં દુઃખો વ્હોરી લીધાં. તે કહે છે કેઃ—

જ્યારે બરફની અંદર ફરતી, મોડી રાત્રિ સુધી
મારી પ્રજા મજુરી કરી રહી છે,
ત્યારે સાયંકાલે પોતા તરફ આકર્ષતા સગડીના અંગાર
મને શાન્તિ કેવી રીતે અર્પી શકે ?

તેમજ:—

હું સુખી જીવન ગાળતો હોઉં,
કે મારા ઉપર વિપત્તિનાં વાદળ ચડી આવ્યાં હોય,
પણ "મારી પ્રજાની-મારા જનસમૂહની
જરૂરીઆતોને હું કેવી રીતે પહોંચી વળું ?"
—આ રટન મને હરદમ થયાં કરે છે.
એ ખરૂં પ્રજાસત્તાક રાજ્ય છે.

જયારે નામની નહિં પણ ખરેખરી પ્રજાકીય સરકાર 'મત્સુરી ગોતોx' પૂજાસ્થાન પ્રાપ્ત કરે છે; જ્યારે પ્રજા તેના સરદારોનું પવિત્ર ધન હોય છે; જ્યારે પ્રજામતને હરેક કાર્યમાં અગ્રસ્થાન હોવું જોઇએ એમ સૂચવતું સૂત્ર "ગો કાજો નો ગો સેઇબુન"* એ રાજ્યનો મૂખ્ય કાયદો હોય છે—ત્યારે ખરૂં પ્રજાસત્તાક રાજ્ય ગણાય.

પણ જનવાદ એ સાધારણ માણસોના ટોળાનો તરંગ નથી. જે માણસો પોતાનો સ્વાર્થ જાળવવાને તેને ઉલટું અને ખોટું રૂપ આપે છે તેનો ગરબડાટ નથી. ખરો પ્રજામત પ્રજાઓનાં હૃદયો અને આત્મામાં વસે છે. જેઓ પોતાપણું ભૂલી જાય છે તેજ ફક્ત તેને સમજી શકે છે અને સેવી શકે છે. સ્વપક્ષ લાભોને સેવતા ધંધાદારી રાજ-

x પ્રજાકીય કાર્યોનું સંચાલન. *પાંચ આર્ટીકલનો પાંચમો કાયદો.

નીતિજ્ઞોથી તે રજુ નથી થઈ શકતો. વ્યક્તિઓને સમષ્ટિ આત્મા માટે અને સમષ્ટિને વ્યક્તિ આત્મા માટે અરસ્પરસ માન તે ખરૂં પ્રજાસત્તાક તંત્ર છે. તે નથી વ્યક્તિવાદ-વાળું કે નથી સમષ્ટિવાદવાળું. તે એક સાથે બન્ને છે.

તે બાદશાહી નથી તેમજ પ્રજાતાંત્રીક નથી. તે ફક્ત સાચાં પ્રજાકીય તંત્રોને જાળવી રાખે છે; અને ખોટા રાજાઓ જે નાશયોગ્ય વસ્તુઓ સાથે સંબંધ બાંધે છે તેમજ જેઓમાંથી દૈવત્વ નષ્ટ થયું છે તેમને ખસેડી કાઢે છે.

ખરૂં પ્રજાતંત્ર ફક્ત ખોટી મહત્તાનો નાશ કરે છે, પણ ખરી મહત્તાને ઉત્પન્ન કરે છે. જે ખરાબ માલીકો પ્રજાઓના રક્ષક નહિ પણ ભક્ષક છે તેનો તે ધ્વંસ કરે છે. અને પ્રજાઓનો વૈપ્લવિક આત્મા તેની ચડતીમાંજ તેનો નાશ કરે છે.

ખરા પ્રજાતંત્રનો આ સ્વભાવ છે. જ્યાં તેની આણ વર્તે છે ત્યાં જેટલું ન્યાયી અને સત્ય હોય છે તેની પણ સત્તા પ્રવર્તે છે. પ્રચંડ મતભેદમાં તે શાન્તિ અને સમાધાની સ્થાપે છે. તે મુક્તિને ઐક્યનો બંધુ બનાવે છે. તે સામાન્ય

પણ એ પ્રજાતંત્ર ક્યાં છે? તેનુ અસ્તિત્વ આપણે ક્યાંથી મેળવી શકીએ? હજુ ક્યાંએ નહિ. અને તેથીજ બધી પ્રજાઓ ઉપર અંધકારનું વાદળ ઘેરાતું જાય છે. જે વસ્તુને ઢૂંઢવા તેઓ ભ્રમણ કરે છે તે વસ્તુને તેઓ અંધકારમાં શોધે છે. આ અંધકારમાંથી છેવટે ખરૂં પ્રજાકીય-તંત્ર ભભૂકી ઉઠશે.

તમે બીજાઓની માફક આ અંધકારમાં અથડાવા નથી માગતા, ખરૂંને? તો જેનાથી તેઓ તેમાં સપડાયા છે તેનો છુપો ભેદ સમજી જાઓ. તે તેના અહંકારી વિચારો અને અન્યાયી કાર્યોનું પરિણામ છે; તેમને પૃથ્વીનો લોભ છે; તેમને પોતાનો આત્મા સાક્ષી નથી રહ્યો.

જાપાન, તું તેનું અનુકરણ ન કર; પણ તારા આત્માનો અને તારા પરમાત્માનો તારામાં સાક્ષાત્કાર કર. તારા ખરા સંદેશની ભાવના—તારા આત્માના મહાન્ આદર્શની ભાવના શોધી કાઢ. તે કાર્ય બજાવ, એશિયાને મુક્ત કર, અને તેની પ્રજાઓને સુખી કર; કારણ કે એ તારૂં કાર્ય છે.

તુંને પણ પ્રાપ્ત થશે. તારૂં આંતરિક રૂપાંતર તારાં બહાર-નાં કાર્યોનું પ્રતિબીંબ થશે. તેઓનાં મહત્તા અને સૌંદર્ય તને વરશે અને તારી આંતરિક સર્વ બાબતોને ખીલવશે.

જાપાન, તારે જે કાર્ય બહાર સાધવાનું છે તે સાધ, અને તું આંતરિક અંધકાર અને કોપથી બચી જઇ શકીશ.

---

## પ્રકરણ ૫ મું.



### આવતી કાલનો પુરૂષ.

---

( ટોકીઓ શહેરમાં ઇ. સ. ૧૯૧૯ ના એપ્રિલ મહિના ની ૨૦ મી તારીખે 'ડો.' મંદિરના વાર્ષિક ઉત્સવ વખતે આપેલું વ્યાખ્યાન. )

---

આ નાશવંત વસ્તુમય જગત્માં જ્યાં જ્યાં અવિ-નાશીનું સ્થાન છે ત્યાં ત્યાં કંઈક અવિનાશીનો નિવાસ છે. જ્યાં જ્યાં ધ્યેયનો નિવાસ છે ત્યાં ત્યાં હરદમ આવતી કાલને માટે કંઈક ભભૂકી ઉઠે છે. જે સ્વર્ગનગર સ્વર્ગમાંથી પૃથ્વી ઉપર ઉતરી આવે છે તેનું દરેક ગૃહ એક મંદિર છે. તેથી આ ગૃહમાં—આ મંદિરમાં—જે તેના કરતાં મહત્ છે તેને હું વંદન કરૂં છું. આ સભાની આરપાર રહેલી આવતી કાલની પ્રજાને હું વંદન કરૂં છું.

જે ઈશ્વરી પુરૂષ આ મંદિરમાં સભાનું કેંદ્ર—આત્મા-અને પ્રકાશ છે, તેમજ જે ભવિષ્યને રચી રહ્યો છે તેને પણ હું વંદન કરૂં છું. કારણ કે તે ઈશ્વરી પુરૂષ એટલે શું તે તમે જાણો છો? તે પુરૂષ દિવ્ય ભવિષ્યનો સંદેશ-

વાહક છે, એલચી છે, તેનો અગ્રદૂત છે: જે પુરૂષથી અને જે પુરૂષમાં તે પ્રથમ મૂર્તિમંત થાય છે. ઈશ્વરી આદેશ–ભવિષ્યનો સંદેશ પ્રાપ્ત કરવાને તે ગરીબ પુરૂષનો આત્મા આધુનિક વિટંબનાઓ અને બંધનોની વચ્ચે કેટલીક વખત ફરીથી ઉઠે છે; નવ મનુજોનો જન્મ અને પ્રાચીન પ્રજાઓની પુનર્જાગૃતિ–પ્રજાઓ અને મનુષ્યોનો દિવ્ય ચમત્કાર–આદિ ભેદ–આ પૃથ્વી ઉપર કાલાન્તરે આ ઉત્પાદક આદેશથી પરિપૂર્ણ થાય છે અને તાજાં બને છે. કારણ કે જ્યાં જ્યાં તે ઇશ્વરી પુરૂષ હોય છે ત્યાં ત્યાં તે આવતી કાલનો પુરૂષ સત્તારૂપે, આશારૂપે અને બીજરૂપે હોય છે.

એ આવતી કાલના પુરૂષ વિષે શું કહેવું? તેને વિચારવો પણ શી રીતે? કારણ કે તે આપણાથી ઘણો ઉન્નત છે. પણ તેના વિષે ના પણ કેમ કહેવાય? બધા યુગોએ તેની આશા રાખી છે; બધી પ્રજાઓએ તેની રાહ જોઈ છે; બધા પેગંબરોએ તેને જાહેર કર્યો છે; બધી સદીઓએ તેને રચ્યો છે. હરગીઝ, આજનો મનુષ્ય પૃથ્વીનો ઉત્તમ પુત્ર નથી. આધુનિક સભ્યતાનો મનુષ્ય–લોહી તર્ષી પ્રજાઓનો મનુષ્ય–મહાયુદ્ધનો મનુષ્ય એ સ્વર્ગનો અંતિમ સાચો પુત્ર નથી–તેનો આવિર્ભાવ નથી. ઘણું કરીને તેને ઉંચા પ્રકારનું શિકારી પ્રાણી કહી શકાય; તે દેવતાઈ મનુષ્ય નથી;

જેને માટે આખી સૃષ્ટિ રીબાઇ રહી છે અને નિઃશ્વાસ મૂકી રહી છે, જેને તે દુઃખ અને પ્રસવકષ્ટ ભોગવી જન્મ આપી રહી છે તે આ પુરૂષ નહિં.

તે પુરૂષ હજુ નથી પણ તૈયાર થઇ જશે. તેનું આગમન હજુ નથી થયું પણ થાય છે. મનુષ્યોનાં હૃદયો અને અસંખ્ય મનુષ્યોના અંતઃકરણમાંથી આટલો બધો ઉંચો આર્તનાદ ક્યારે નિકલ્યો છે ? જગત્‌ની પ્રજાઓ પોતાના મુકિતદાતાને પોકારી રહી છે. તેનું આગમન થાય છે. તમને એમ નથી લાગતું કે ધરા ધ્રજે છે, અને અંધકારનાં પડલ તૂટવા માંડયાં છે ?–કારણ કે તે પધારે છે. ધરણી તેના વિક્રમ પગલાથી ધમધમી રહી છે. તમને નથી લાગતું કે બધુ વિનાશ પામીને પુનર્જીવન પ્રાપ્ત કરે છે?–કારણ કે તે હવે પ્રકટ થવાની તૈયારીમાં છે. અને જેના જેના ઉપર તેનું શુભ ચિન્હ નથી, જે જે તેના આગમનમાં અંતરાય રૂપ છે તેનો ધ્વંસ થવો જોઇએ.

હરદમ, સર્વદા જ્યારે મહેશ્વરનું આગમન થવાનું હોય છે ત્યારે પ્રથમ વિદ્યુત્‌ના ચમકાર, તોફાનોના ગડગડાટ, વાવાઝોડાં અને વંટોળીઆ આવે છે; અને ફક્ત પછીજ મનુષ્યોનાં હૃદયમાં જે ચેતન મૂર્તિમંત થવાનું છે તેનો મધુર અને સૂક્ષ્મ સુવાસ પ્રસરે છે. સર્વદા આ પ્રમાણે નવ-

જીવનની પહેલાં વિનાશ આવે છે, પુનર્જીવન પહેલાં મૃત્યુ આવે છે, પ્રકાશની પહેલાં અંધકાર આવે છે, અને નવી દુનિયાં, નવાં સ્વર્ગ, અને નવી પૃથ્વીની પહેલાં અંધાધુંધી હોય છે. અને પ્રત્યેક મોટા ભંગાણને વખતે કંઇક વધારે આશ્ચર્યજનક અને વધારે મહત્ ઉતરી આવે છે. અક્ષરબ્રહ્મ એકી સાથે ભયંકર અને આશ્ચર્યજનક નથી શું?

આથીજ હમણાં એક વખત ફરીથી આ જગત્‌ની અંધાધુંધી અને વિટંબનાઓ દિવ્યરાજ્ય અને દિવ્યરાજાનું સત્ત્વર આગમન સૂચવી રહી છે. પણ એવા મનુષ્યો છે, એવી પ્રજાઓ છે, એવાં રાજ્યો છે જે આ પ્રમાણે થાય તેમ ઇચ્છતાં નથી તેમજ આ નિર્માણને સમજી શકતાં નથી. સામેથી બચાવને મેળવવાને બદલે તેઓ બચાવને પાછળ ઢૂંઢે છે. ઉષઃકાલ તરફ ધસવાને બદલે તેઓ અસ્ત પામતા સૂર્યની પાછળ દોડે છે. કારણ કે તેમને આવતી કાલમાં શ્રદ્ધા નથી, તેઓ તે આગમનથી ફફડી ઉઠેલ છે. તેઓ ભૂતકાળને જળો માફક વળગી રહે છે. તેઓ પરમાત્માની પ્રાર્થના કરે છે અને તેજ વખતે તેની સામે વિક્ષેપ આદરે છે. તેઓ પશુબળથી પ્રચંડ પવન ઉપર કાબુ મેળવવા માગે છે, વિજળીના ચમકાર સામે છાબડું ઢાંકવા માગે છે, ધસી આવતાં બળોને સ્તબ્ધ કરવા માગે છે અને પહાડ સરખા મહાસાગરના મોજાને કહેવા માગે છે કે—'તારે આગળ ન

ઘસવું.' તેથી આગળ ધસતો મહાસાગર તેને ઘસડી જાયછે. તેઓ એમ ધારે છે કે પૃથ્વી તેમની અહંભાવી ઈચ્છાઓની પરિતૃપ્તિ માટે સરજાઈ છે; પણ પૃથ્વી તો પરમાત્માના સાક્ષાત્કાર માટે સરજાઇ છે, પૃથ્વી આવતી કાલના પુરૂષ માટે રચાઈ છે.

આવતી કાલનો પુરૂષ આપણે ધારીએ છીએ તેનાથી જુદાજ પ્રકારનો હોય એમ આપણે કબૂલ કરવું જોઇએ. આ યુગના માણસથી—આપણાથી તે કદાચ જુદાજ પ્રકારનો હોવો જોઇએ. આજનો મનુષ્ય જેમ ગુલામ છે તેમ આવતી કાલનો પુરૂષ—તે દિવ્ય પુરૂષ તદ્દન નિર્બંધ હશે. આજનો મનુષ્ય સત્તાની તૃષ્ણાનો ગુલામ છે, કારણ કે તે નિર્બલ છે; તે પૈસાની ભૂખનો ગુલામ છે, કારણ કે તે ભિખારી છે. પણ આવતી કાલનો દિવ્ય પુરૂષ નિઃશસ્ત્ર કર્યો છતાં બળવાન રહેશે, લૂંટાય છતાં ધનવાન હશે. તેને કોઇ વસ્તુ છિનવી લેવી નહિં પડે, કારણ કે તેની પાસે બધી વસ્તુઓ હશે. તેને ઉપલક સત્તાની જરૂર નહિં પડે, કારણ કે આંતરિક રીતે તે સર્વ શક્તિમાન હશે.

આજનો મનુષ્ય અજ્ઞાન છે એટલે પોતાના વિજ્ઞાનમાં શ્રદ્ધા રાખે છે. અસ્થિર વિચારની સીમાનાં બંધનો અને ભૂલોનો તે ગુલામ છે. પણ આવતી કાલનો દિવ્ય

પુરૂષ બધા અજ્ઞાનથી રહીત હશે. તે ભૂલજ નહિં કરે, કારણુ કે તેનું જીવન સત્ય પરાયણુ હશે. બુદ્ધિનાં બંધનો તેને બાધક નહિં થઈ શકે, કારણુ કે માનસિકસ્વર્ગથી ઉન્નત બ્રહ્મતેજના સાક્ષાત્કારવાળા સ્વર્ગમાં તે પોતાનું જીવન ગાળતો હશે. તમારા સંતો જેને 'મેઇ ટોકુ'* કહે છે તે પવિત્ર સદ્‌ગુણુ–પ્રકાશમય પૂર્ણતા નથી? તેનું જીવન નિરર્થક શબ્દધ્વનિમય નહિં હોય પણુ ઈશ્વરપ્રેરિત શાન્તિમય હશે.

'આ જગત્‌ના કાયદાને આધીન થાય એટલે પોતે સદ્‌ગુણી છે ' એમ આજનો મનુષ્ય માની લે છે. પણુ આવતી કાલનો દિવ્ય પુરૂષ સદ્‌ગુણી થવાને મુકત થશે. તે બહારના નિરોધ, આદેશ અને મર્યાદાથી મુકત હશે; પોતાને વધારે ઉન્નત બનાવે અને બીજાઓ સહન ન કરી શકે તેવો વધારે ઉચ્ચ કાનુન અનુસરવા તે સ્વતંત્ર હશે. કારણુ કે જે સાધારણુ માણુસોને સારૂં લાગતું હશે તે તેને અનિષ્ટ લાગશે. અને જે ખરાબ હશે તેનું તે વધારે સારામાં રૂપાન્તર કરી નાખશે.

આ યુગનો મનુષ્ય કોઈ ધર્મમાં જોડાય છે એટલે પોતાને ધાર્મિક કહેવડાવે છે. બધા ધર્મો પંથો છે–પણુ શિખરની ટોચ ઉપર પંથ ન હોઇ શકે. આવતીકાલનો દિવ્ય પુરૂષ કોઈ એક ધર્મનો નહિં હોય; પણુ તે બધા

* મહાન્ સદ્‌ગુણુ.

ધર્મોનો અને તેનાથી પણ કંઇક વિશેષનો અંગીકાર કરશે. કારણ કે સ્વર્ગનાં બધાં સ્થાન જોયેલાં હોવાથી પૃથ્વી ઉપરના બધા આવિર્ભાવ અને ઉપાસનાઓને તે જાણતો અને સમજતો હશે. વેદોની સહાયથી તે પુરૂષ અને પ્રકૃતિની શકિતઓના સામ્યના અને એકત્વના રહસ્યમાં પ્રવેશ કરશે; શિન્ટોની સહાયથી તે મહાન્ એકના અનેકત્વના કાવ્યમાં-દેવો અને પિતૃઓના દિવ્ય સ્વર્ગમાં પ્રવેશ કરશે; બૌદ્ધ ધર્મની સહાયથી તે સજીવ અને નિર્જીવ સૃષ્ટિના નિરહંકારી પ્રેમની અને આત્મનિર્વાણની મહાશાન્તિમાં પ્રવેશ કરશે; મુસલમાની ધર્મની સહાયથી તે અલ્લાહના ખેરખ્વાહનાં શરણ અને સંપૂર્ણ શ્રદ્ધામાં પ્રવેશ કરશે; ટેઓની સહાયથી ઉત્તમ અહંભાવ વિસ્મરણને પામશે; ક્રાઇસ્ટની સહાયથી અવતારના અને સર્વોત્તમના આગમનના રહસ્યને ઢુંઢી કાઢશે.

અને પૃથ્વી ઉપરના બધા ધર્મોમાં, તેમનાજ વડે, તેમનીપર, તેમનાથી ઉન્નત-અપાર પ્રભુનો ધર્મ તે તેનો ધર્મ હશે. જ્ઞાનમય અને અજ્ઞાનમય બધી પૃથ્વીઓમાં-કારણ કે બધી પૃથ્વીઓ પરમાત્માની છે, આકાશનાં ઉદ્યાનોમાં, ઉપરનાં અને નીચેનાં બધાં સ્વર્ગોમાં તે એક દિવ્ય બાલકની માફક સ્વતંત્રતાથી વિહાર કરશે. અને અજ્ઞાન પોતે પણ તે શાશ્વત્ પ્રભુને જાણનાર-મૃત્યુંજયને-જીવનેશ્વરને માતાની

માફક હૃદયપટ ઉપર ઝૂલાવશે. તે એક સાથે પૃથ્વી અને સ્વર્ગનો નાગરિક જેવી રીતે તે દેવો સાથે ફરે હરે છે તેમ મનુષ્યો સાથે હરશે ફરશે. તે આ જગત્‌નો રાજા અને રક્ષક થશે.

પણ તેના વિષે કલ્પના શા માટે કરવી? તેનું વર્ણન શા માટે કરવું? આજના મનુષ્ય, જો તું આવતી કાલના પુરૂષને જાણવા ઈચ્છતો હો તો તદ્રૂપ થઈ જા. તું તેના જેવો થા, કારણ કે તે અત્યારે છે. જો કે તે અદૃશ્ય છે છતાં તે તારી સન્મુખ છે; તેના માટે તારૂં હૃદયમંદિર ખોલ. તે એક દિવ્ય શકિત છે અને બધાને પોતાની પાંખ નીચે પોષી રહી છે. તે દેવાત્મા પોતાના આવિર્ભાવ માટે વ્યકિત કે સમષ્ટિ દેહને આ જગત્‌ની આરપાર શોધી રહ્યો છે. કારણ કે જેનું આગમન થવાનું છે તેને કોઇ એકલી વ્યકિત પોતામાં સમાવી શકે તેમ નથી. ઈશ્વરના મહિમાને કોઈ પોતામાં રૂંધી કે કેદ કરી શકે તેમ નથી. તેનું દેવત્વ ભભૂકી ઉઠે એટલા માટે બંધુ મંડલમાં ઐક્ય અને મધુરતા જોઈએ. તેને એક સંસ્કારી પ્રજા કુટુંબની જરૂર છે. માટે તેને માટે તૈયાર થાઓ.

આ આવતી કાલનો આત્મા—આ નવ પુરૂષનો પ્રાણ આ સભામાં સ્ફૂરી રહ્યો છે; તેને માટે તમારાં દ્વાર ખોલો. તે આ પ્રજા ઉપર પ્રસરી રહ્યો છે. તેનું રાજ્ય સ્થપાઓ!

## પ્રકરણ ૬ ઠું

---

## પેગંબરો-દેવપુત્રો.

( ઇ. સ. ૧૯૧૭ના જુન મહિનામાં ટોકીઓ
શહેરમાં આપેલું વ્યાખ્યાન )

સાધારણ માણસોથી કંઇ ભિન્નજ પ્રકારના જગત્‌માં કેટલાક પુરૂષો વિચરે છે. તેમના દેખાવની કોઇ બાબતથી આપણે તેને નથી ઓળખી શકતા એ વાત સત્ય છે; તોપણ જેટલાં સ્વર્ગનો પ્રકાશ અને આનન્દ જગત્‌ના અંધકાર અને ગ્લાનિથી ભિન્ન છે તેટલાજ તેઓ અન્ય મનુષ્યોથી જુદા પડે છે. કારણ કે તેઓમાં દિવ્ય પ્રકાશનો આનંદ અને દિવ્યાનંદનો પ્રકાશ હોય છે. પૃથ્વીના પુત્રોમાં તેઓ દેવપુત્રો છે.

કેટલુંક સહુના અજ્ઞાનમાં ચાલ્યું જાય છે. જે તેજો-મય ધામની શોધમાં કેટલાક ગુપ્તદ્વારોમાં અંધરીતે આમતેમ અથડાય છે તેમાં તેઓ પોતાનું અજ્ઞેય જીવન ગાળે છે. જેનાથી બધા અજ્ઞાત છે તેને તે જાણે છે. જીવનના ઉત્કૃષ્ટ સત્ય પ્રમાણે તે જીવે છે. અને ખરેખર, તે પ્રમાણે જીવ-

નકમ રાખ્યા વગર કોણ તેને જાણી શકે ? જીવનના જે પરમાનન્દની બધાઓ તૃષ્ણા રાખે છે તે તેની પાસે છે; અને જ્યાંસુધી કોઈપણ તેની તૃષ્ણા રાખે છે ત્યાંસુધી તે તેને પ્રાપ્ત નહિં થઇ શકે. કારણ કે વાસ્તવિક રીતે જે વિતૃષ્ણ છે તેને અખિલ જીવન સુખરૂપ છે.

ઘણી વખત તેઓ એક બીજાથી અજ્ઞાત હોય છે. તેઓ પૃથ્વી ઉપર કોઇકોઇ સ્થળે વિચરે છે. કોઇકોઇ વખતે તેમાંના કોઈ બે મળે છે ત્યારે એકદમ એકબીજાને ઓળખી કાઢે છે. પણ સામાન્ય રીતે તેઓ એકલા જનમંડલથી છૂટા વસે છે. અને જો કે તેઓ છૂટા હોય છે છતાં તેઓ એકત્ર હોય છે; કારણ કે તેમનું જીવન ઐકય ભાવનામય હોય છે તેઓનો એકાન્ત પણ તેમને એકત્ર કરે છે. જગત્ તેમને માટે એકાન્તવાસ છે, અને તેમનો એકાન્તવાસ એ તેમનું જગત્ અને સમાજ છે. તેઓ ગડબડાટની વચ્ચે શાન્તિ મેળવી શકે છે, પણ તે શાન્તિ બંધુત્વના રવથી ભરેલી હોય છે.

સામાન્ય રીતે તેઓ જન્મથીજ નિર્ધન હોય છે, અથવા પછી થઇ જાય છે. અને છતાં તેઓ આ જગતના ધનવૈભવને માટે પોતાનું ભવિષ્ય નહિં બદલે. તેઓ બધી દુનિયાંઓના રાજા છે; તેઓ બધાં ભવિષ્ય ઉપર કાબુ ધરાવે છે; તેમજ બધાં ભવિષ્યમાં રહેલી સમાનતા અને પૂર્ણતા ઉપર સત્તા ભોગવે

છે. અને તે પણ જે પ્રસંગો તેઓ ઉપસ્થિત કરે તેની બહાર નહિં પણ તેમાંના દરેકની અંદર. આ પૂર્ણત્વને વધારી શકે કે ઘટાડી શકે તેવું કંઇએ નથી. તેમની દૃષ્ટિએ આ પૂર્ણત્વની બક્ષીસ વગરનું કંઈએ નથી. તેઓના નિર્ધનપણારૂપી ધન જેવું એકે ધન નથી. બધી વસ્તુઓથી રહીત છતાં તેઓ દીપી ઉઠે છે. આ જગત્‌ના બધા ખજાના તેમના છે.

તેઓ વિપત્તિઓથી તવાયલા હોય છે. તેમની જીવન-નૌકા પણ બીજાઓની માફક તોફાનમાં અને ખરાબે ઘસડાઇ જાય છે. પણ વિટંબનાઓનું વાવાઝોડું ગમે તેટલું પ્રચંડ હોય અને બહારથી ગમે તેટલાં દુઃખમોજાં ઉછળતાં હોય તો પણ તેની આંતરિક દિવ્ય શાન્તિનો કોઈ ભંગ કરી શકતું નથી. ઘુઘવતાં મોજાં ઉપર જેમ સામુદ્રિક પક્ષીઓ નિઃશંકપણે ઝલે છે તેમ તેઓના આત્મા આંતરિક અગાધ શકિત ઉપર વિરામ મેળવે છે. અગાધ શકિતના બળે ઝુલતું તેમનું હૃદય તોફાનના વક્ષઃસ્થળે પણ શાન્તિ મેળવે છે. રણક્ષેત્રમાં પણ તેઓ અગમ્ય શાન્તિને માણે છે. દિવ્ય હાસ્યનો પ્રકાશ તેઓ ન જોઇ શકતા હોય એવું એકે નર્ક પણ નથી.

જે ધર્મનો તેઓ સ્વીકાર કરતા હોય તેના ઉપર

આ સ્થિતિનો આધાર નથી. દરેક ધર્મમાં દેવપુરૂષો હોય છે. પણ સામાન્યરીતે તેઓ કોઇ ધર્મના વાડામાં બંધાયલા નથી હોતા. ધર્મો સપાટી ઉપરના પંથો છે, પણ તેઓ તો શિખર ઉપર હોય છે; જે શિખર ઉપર બધા પંથો એકત્ર થાય છે, જ્યાં બધા ધર્મો પ્રાપ્ત થાય છે, જ્યાં સ્વર્ગ પૃથ્વી સાથે અક્ય સાધે છે. કારણ કે આ દેવપુત્રો પૃથ્વીના સાચા પુત્રો છે. તેઓ તેને એક માતાની જેમ પોષે છે. જો તે પૃથ્વીને ન ચાહતા હોય તો સ્વર્ગને કોણ સમજી શકે ? તેઓ સ્વર્ગને પૃથ્વી ઉપર ઉતારે છે. તેઓ પૃથ્વી ઉપર સ્વર્ગીય જીવન ગાળે છે.

ખરેખર, ચોકસ પૃથ્વી માણસને સ્વર્ગથી વિખૂટો નથી પાડતી, પણ માણસ સ્વર્ગને પૃથ્વીથી છૂટું પાડે છે. પણ જ્યારે કોઇ વખત તે તેનું જહન્નમ્ બનાવી શકે છે, તેવીજ રીતે તે તેનું આબેહુબ સ્વર્ગ પણ રચી શકે. ખરેખર, ધરા નહિ, તેનો દેહ નહિં, પણ તેનો અહંકારબદ્ધ આત્મા માણસને દિવ્યાનંદથી વિખૂટો પાડે છે. જો તે સ્વર્ગીય આનંદ આ પૃથ્વી ઉપર નહિં મેળવી શકે તો તે ક્યાંએ તે નહિં પામી શકે. દેહના નાશ પછી પણ અહંકાર જીવે છે. જો તે અહંકારી આત્મા પૃથ્વી ઉપર દુઃખ રૂપ રહે છે તો તે સર્વોત્તમ સ્વર્ગમાં પણ તેમજ રહેશે. જે આત્માએ આંતરિક દુઃખ અને દુઃખના નિદાન

ઉપર વિજય નથી મેળવ્યો તેને કયું સ્વર્ગ પોતાનો આનંદ અર્પી શકે તેમ છે? જો સ્વર્ગ આત્મામાં નિવાસ નહિ કરી શકે, તો કયો આત્મા સ્વર્ગમાં નિવાસ કરી શકશે?

સંપ્રદાયો જેટલું નર્કથી પોતાનું સ્વર્ગ દૂર માને છે તેટલું જ અક્ષરબ્રહ્મ-ખરૂં સ્વર્ગ જેમાં તેઓ વસે છે તે સંપ્રદાયોના સ્વર્ગથી દૂર છે. કારણ કે આ શબ્દો ફક્ત માનવભીતિ અને તૃષ્ણાઓના વિરાટરૂપને અક્ષરમાં-સ્વર્ગમાં કલ્પી કાઢે છે. આ બાબતોમાંથી મુક્તિ એજ ખરૂં સ્વર્ગ છે. અને જેટલું માણસોનું દુઃખ તેમના સુખથી ભિન્ન છે તેટલોજ તેમનો દિવ્યાનંદ માણસોના સુખથી વ્યતિરિક્ત છે. કારણ કે જેને અસાપેક્ષ આનંદ પ્રાપ્ત નથી થયો તેને સુખ એજ દુઃખ છે-દુઃખનો સંકેત છે. જે પ્રાણી નિજત્વનાં બંધનો તોડી નાખી સર્વ વ્યાપકપણાનો અનન્ત આનંદ પ્રાપ્ત કરે છે તેને દુઃખ પણ પરમાનંદ રૂપ થઈ જાય છે. કારણ કે સર્વ વસ્તુઓ પ્રાણીના આનંદનાં માત્ર સ્પષ્ટ રૂપો છે.

ઉપનિષદ્ કહે છે કે-"*જેમાંથી સહુ ઉત્પન્ન થાય છે,

---

* यतोवा इमानि भूतानि जायन्ते येन जातानि जीवन्ति । यत् प्रयन्त्यभिसंविशन्ति । तद्विजिज्ञासस्व तद् ब्रह्म ॥ तैतरेयोपनिषद् ३-१

आनन्दाद्ध्येव खल्विमानि भूतानि जायन्ते आनन्देन जातानि जीवन्ति । आनन्दं प्रयन्त्यभिसंविशन्ति ॥ तैतरेयोपनिषद् ९३

જેનાથી તેઓ જનમ્યા પછી જીવે છે, અને જયાં તેઓ પાછા ફરે છે તેને શોધી કાઢ.....બધાં પ્રાણીઓ પરમાનંદમાંથી સંભવે છે, પરમાનંદથી તેઓ જીવે છે, અને પરમાનંદ તરફ તેઓ પાછા ફરે છે. ” જેવા તેઓ અહંકારનાં રોધક બંધનો તોડવા માંડે છે, અને જે અનાદિ,—અપરિમેય,—અવિભાજ્ય, અદોષ અને તેજોમય છે તેમાં સ્હેજે વર્તવા માંડે તેવાજ તેઓ અક્ષરબ્રહ્મમાં—સ્વર્ગમાં પ્રવેશ કરે છે. અને જ્યારે કેટલાક તે મહાયજ્ઞ સાધ્યા પછી—કારણ કે અહંત્વનો યજ્ઞ હોય છે—તે યજ્ઞને ત્યજી દે છે અને મહાન્‌ના આવિર્ભાવનાં વ્યક્તિગત સાધનો દુઃખમાં અને અંધકારમાં એકલી સમાધિના બળથી ઉત્પન્ન કરે છે; ત્યારે કેટલાક આ આત્મિક પ્રાપ્તિનું કાર્ય સાધ્યા પછી તેનું પારિતોષિક મેળવે છે, અને અંતે પ્રાપ્ત કરેલી અવાચ્ય પરમાનંદની જાગૃતિમાં—દિવ્ય વિહારમાં સ્વતંત્રરીતે ભાગ લે છે.

આ કોઇ સિદ્ધાંત નથી. જેવી રીતે ધારાઓ અને નિયમો જીવન્તહૃદયનું સ્થાન લેવા ઘડાયા છે, તેવીજ રીતે સિદ્ધાંતો અનુભવ જ્ઞાનનું સ્થાન લેવા રચાયા છે. આ બધા દેશો અને બધા યુગોમાં સમાન અનુભવ છે. જે દેવપુત્રો આ બાબતો વિષે કહે છે તે તેને ચોક્કસ માને છે. દરેક પોતપોતાની રીતે તેને વર્ણવે છે; કારણ કે તેને

સમજાવવાની હજારો રીતિ છે. કેટલાક કંઇએ કહેતા નથી, કારણ કે ' મૌન ' સિવાય કોઇ પણ માર્ગે જે અવાચ્ય અને અજ્ઞેય છે તેને તેઓ જાણે છે. પણ તેઓ કંઇ બોલે અગર શાન્ત રહે તોપણ જેઓ તેમના જીવન પ્રત્યે પૂજ્યભાવ રાખે છે તેમના પ્રત્યે પોતાના પ્રત્યક્ષ-પાઠથી તેનો આવિર્ભાવકરે છે. તેમના આ જીવનોપદેશમાં બધાં શિક્ષણ સમાઇ જાયછે, અને જરૂરીને પ્રસંગે તેમનાં બધાંનું સ્થાન પોતે લે છે. જેને આખી પૃથ્વી ઉપરનાં બધાં માણસો સમજી શકે અને પ્રાપ્ત કરી શકે તેમજ જેમને માટે તેઓ રાહ જોઇ રહ્યા છે તે એકજ છે. કારણ કે તેજ તેમને સુખમય બનાવે છે.

દેવપુત્રોની શોધમાં હું આખી પૃથ્વી ફરી વળ્યો છું. એ સમય આવી લાગ્યો છે કે જ્યારે તેઓએ સાથે મળી ઐકયનું કેંદ્રભવિષ્યના જગત્‌નું હ્રદય રચવું જોઇએ. આ દિવ્ય પુરૂ-ષોમાંના કેટલાક ખેતરોના પાલક સરળ આત્માઓ છે, ત્યારે કેટલાક પ્રજાઓના પાલક–જગતના સમરાંગણના લડાયકો છે; જ્યારે કેટલાકને દિવ્ય પ્રકાશક સમાધિવગર બીજા કોઇ શાસ્ત્રનું જ્ઞાન નથી, ત્યારે કેટલાક આત્મ સ્વર્ગનો પ્રકાશ છે. જ્યારે કેટલાક પોતાના આત્માની ફલપ્રદ શાન્તિ વગર બીજી કોઇ શક્તિ નથી ધરાવતા, ત્યારે કેટલાક દિવ્ય કાર્યોમાં સત્તાવાન્ અને આવતી કાલના સૃષ્ટાઓ છે. બધાને સ્વર્ગ પોતાનો આનંદ અર્પે છે અને કેટલાકને પોતાની

શક્તિ આપે છે. પુરાણી અદ્ભુત દંતકથાઓના વીરોમાં માણસોને હવે શ્રદ્ધા નથી રહી. આવી વ્યક્તિઓ આ દુનિયામાં નજ હોય તેમ એને લાગે છે. અને છતાં પુનઃ તેઓ આ જગતમાં પધાર્યા છે. પોતાનું અને પોતાની શકિતનું તેમને કદિએ આટલું ભાન નહોતું. બધી પ્રજાઓમાં તે નિરભિમાની વ્યક્તિઓ આવતી કાલના પુરૂષોની સન્મુખ ગઇ કાલની વસ્તુઓને માત્ર એક દૃષ્ટિપાતથી અત્યારે ખભળાવી રહી છે.

તે દેવપુત્રોની શોધમાં મેં પૃથ્વીનું પર્યટન કર્યું છે, અને કરૂં છું. જેમને હું મળ્યો છું તેમાંનો એક તદ્દન નિરાધાર ઘરબાર વગરનો મુસાફર હતો. તે પોતાના પરમાનંદના પાઠ પઢાવતો અને ઉલ્લાસમાં લલકારતો રસ્તા ઉપર ચાલ્યો ગયો. તેમાંનો બીજો એક પેગંબર છે, અને દશ લાખ મનુષ્યોનો ધર્માચાર્ય છે. અને ત્રીજો આવતી કાલનો નાયક મને એકાન્તમાં મલ્યો. તેઓની આસપાસ તરૂણ પુરૂષો અને તરૂણ દેવોનું મંડલ છે. તેમાં સ્રીઓ, પત્નિઓ અને દિવ્ય માતાઓ પણ છે. પણ તે સ્વર્ગની દેવીઓનું આચ્છાદન તેમના વિષે બોલતાં ખસેડવાનો કોનો હક છે?

આ સંતોને ઢૂંઢતો હું આટલે સુધી ચડી આવ્યો છું. જે પ્રભુની ભિન્નભિન્ન નામે માનવપ્રજાઓ રાહ જોઇ રહીછે તે જગદ્ગુરૂનું એક અને અનન્તરૂપ રચવાને પાશ્ચિમાત્ય અને પૌર્વાત્ય બધાઓએ હવે એકત્ર થવું જોઇએ. જયારે તેઓ એકત્રિત થશે ત્યારે તેનો આવિર્ભાવ થશે.

શ્રીયુત અરવિન્દ ઘોષ.



योगिनामपि सर्वेषां मद्गतेनांतरात्मना ॥
श्रद्धावान्भजते यो मां स मे युक्ततमो मतः ॥
श्रीमद् भगवद्गीता ॥ ६. ४७ ॥

## પ્રકરણ ૭ મું



### અરવિન્દ ઘોષ.

( ટોકીઓના 'વાસેદા' વિશ્વવિદ્યાલયમાં ઇ. સ. ૧૯૧૯ ના મે મહિનાની ૩ જી તારીખે 'એશિયાઇ છાત્ર ઐક્ય-મંડલ' સન્મુખ આપેલું વ્યાખ્યાન. )

---

મારા મિત્રો, હું તમારી પાસે ખાલી શબ્દો નહિં પણ મારૂં હૃદય પણ લાવ્યોછું. તમારા આ તરૂણ અને સુંદર મંડલને જે વંદન કરી રહ્યું છે તે મારૂં હૃદય છે. કારણ કે આ મંડલમાં મારી બે પ્રિય વસ્તુઓની ગૂંથણી છે; એક એશિયા માટેનો માતૃપ્રેમ–કારણ કે એશિયા એ જગત્‌ની ધાર્મિક માતા છે; અને બીજી આવતી કાલના પ્રભાતરૂપ તરૂણ મંડલ પ્રત્યેની વાત્સલ્યભાવના. કારણ કે તમારા ઉપર એશિયાનું ભવિષ્ય અવલંબી રહ્યું છે, તમારા ઉપર આખા જગત્‌ના ભવિષ્યનો આધાર છે.

જે કાર્ય કરવું જોઇએ તે તમે કરી રહ્યા છો. તમારૂં મંડલ જુદીજુદી પ્રજાઓના વિદ્યાર્થીઓ વચ્ચે બંધુત્વની ગાંઠ બાંધીને તે તે પ્રજાઓની વચ્ચે તે ગાંઠ વાળી રહ્યું છે. એશિયાના વિચારશીલ તરૂણ મંડલને એકત્ર કરતાં તે એશિયાનું ઐક્ય રચી રહ્યું છે. તે આવતી કાલના એશિયાનું એકત્વ સાધે છે; કારણ કે આવતી કાલે એશિયા એકત્રિત થશે.

વધારે ઉચ્ચ જીવનવાળા ઉજ્વલ ભવિષ્યનો–દરેકમાંથી સત્વસાર ગ્રહી રચેલા મહાન્ આત્માવાળી વધારે પરિપૂર્ણ સંસ્કૃતિનો–આધાર આ ઐક્ય ઉપર છે. જાપાનની બધી ચેતના, ચીનની બધી બુદ્ધિશક્તિ, અને ભારતની બધી ધાર્મિકતા ત્યાં હાથ મિલાવશે. આ આવતી કાલના આત્મામાં એશિયાના બધા મહાન્ વિચારો સ્થાન લેશે. તે વિચારો વેદના અને શિન્ટોના દેવોને, બુદ્ધ ધર્મ અને ટેઓ ધર્મ એ બન્ને ધાર્મિક સખીઓને, તેમજ ખ્રીસ્તિધર્મ અને મુસલમાન ધર્મના શાન્તસંપ્રદાયોને એકત્ર કરશે. કારણ કે અનન્ત પ્રભુને માનતા એક સંપ્રદાયનાં તે ભિન્નભિન્ન રૂપો છે.

આ આવતી કાલનો આત્મા આવતી કાલના પુરૂષથી રચાશે; નહિં કે નીશનો પાશ્ચિમાત્ય ‘ઉચ્ચ પુરૂષ’ જેણે પોતાના પશુબળના અભિમાન અને શેખીને લઇને પુરાણી દુનિયાનો અધઃપાત કર્યો છે, પણ વધારે દિવ્ય પુરૂષ–એશિયાનો વધારે દયાળુ દેવ–નૂતન જગત્નો સ્રષ્ટા.

આ સૃષ્ટિને માટે આખું જગત્ અંધકારમાં ઘસડાઈ રહ્યું છે. આ નવ યુગને માટે–આ પુનરૂદ્ધારને માટે જ બધી પ્રજાઓ અત્યારે પોતાના પશ્ચાત જીવનમાં લાંબો વખત સબડવા નથી ઈચ્છતી તેથી ઝઝૂમી રહી છે. અને મનુષ્યો માનવધર્મની વાતોને હવે સાંભળતાં નથી તેનું કારણ એ છે કે બધાના અંતરાત્મામાં દિવ્ય સંભવોની જાગૃતિ સ્ફૂરી રહી છે.

તેથીજ તમને સંદેશ આપવા આવ્યો છું કેઃ—તૈયાર થાઓ, ઉજ્વલ ભવિષ્ય માટે સજ્જ થાઓ. તે ઉજ્વલ દિવસ તમારા પોતાનામાં રચો, કારણ કે મહાન્ બિનાઓનો મહાન્ પ્રસંગોનો,તેમજ એશિયાના દિવ્ય મહાપુરૂષોનો સમય આવી લાગ્યો છે. એશિયામાં આવા દૈવ્ય પુરૂષો અત્યારે અસ્તિત્વ ધરાવે છે. મારૂં આખું જીવન મેં તેને દુનિયામાં આમ તેમ ઢૂંઢયા છે. કારણ કે આખી જીંદગી મને એમ લાગ્યા કર્યું છે કે આ જગત્‌માં તેઓ કોઈ સ્થળે હોવા જોઇએ. અને જો તેઓ ન હોય તો આ પૃથ્વી રસાતળ થઈ જાય. કારણ કે તેઓજ જગતના પ્રકાશ, હૂંફ, અને જીવન છે. તેઓમાંનો સૌથી મહાન્—નાયક—આવતી કાલનો વીર પુરૂષ—મને એશિયામાં પ્રાપ્ત થયો.

તે એક હિંદુ છે, તેનું નામ અરવિન્દ ઘોષ છે. ઈ.સ. ૧૮૭૨ ના ઑગષ્ટ મહિનાની ૧૫ મી તારીખે કલકત્તામાં તેનો જન્મ થયો હતો. અત્યારે તેનું ૪૭ વર્ષનું વય છે. જ્યારે તે તદ્દન નાના હતા ત્યારે અભ્યાસ કરવાને તેને વિલાયત મોકલવામાં આવ્યા હતા. તે ત્યાં ૧૪ વર્ષ રહ્યા. ત્યાં તેણે પાશ્ચિમાત્ય બધું જ્ઞાન સંપાદન કર્યું; પણ તે તેને માટે પુરતું નહોતું. પૂર્વનું બધું પ્રાચીન અધ્યાત્મજ્ઞાન પણ તેને છે.

તે ૨૦ વર્ષની ઉમરે હિંદુસ્થાન પાછા ફર્યા; વડોદરાના

મહારાજાના ખાનગી મંત્રી તરીકે તેની ચૂંટણી થઈ, અને કેટલાકોની અભિલાષાઓને દુર્લભ તે લાભપ્રદ સ્થાન તેને તે રાજ્યમાં મળ્યું. પણ તેના અભિલાષ કંઇ અનેરા હતા. તેનામાં ભારતમાતૃભૂમિને માટે પ્રેમજ્યોતિ સળગી રહી હતી. તેથી તેણે વ્રત લીધું કે: " જ્યાં સુધી હું મારી માતૃભૂમિને તેના વક્ષ:સ્થળ ઉપરના બોજાથી ન ઉગારૂં ત્યાં સુધી સ્વસ્થ થઇને નહિં બેસું." આથી પણ વધારે મોટું વ્રત તેમણે એ લીધું કે: " એક દિવસ ઈશ્વરને માટે પ્રત્યક્ષ જોવો." અને આ વિચારથી તે મહારાજાનો દરબાર છોડી એક દિવસ ચાલી નિસર્યા. પહેલાં જેમ બુદ્ધે કર્યું હતું તેમ તેણે તેના કિંમતી હોદ્દાને તેમજ સાંસારિક અને આર્થિક લાભોને તિલાંજલી આપી. તેણે પોતાના મહાન્ અને જોખમી સંદેશ સાધવાને વિદાય લીધી.

તે કલકત્તા આવ્યા. અને પરદેશી ધૂંસરીમાંથી પોતાના તરૂણ શહેરી બંધુઓનો આત્મા પ્રથમ બચાવી લેવાને તેણે ત્યાં રાષ્ટ્રીય મહાપાઠશાલાની સ્થાપનામાં ભાગ લીધો. 'વંદે માતરમ્' નામના સ્વતંત્ર વિચારી પત્રના સંચાલનમાં પણ તેમણે ભાગ લીધો;તે પત્રે આસપાસ ઉત્સુક તરૂણ પુરૂષોનું એક મંડલ ઉભુ કર્યું હતું. તેઓશ્રી લેખ લખતા અને ભાષણો આપતા. તેનો અવાજ આવ્યો અને તેના અંતરાત્માના-ભૂત અને ભવિષ્યના-ઉંડા ધ્વનિથી બંગાળા જાગી ઉઠયું. આ

મહાન્ હિંદુ નવયુગની શરૂઆત હતી; જે રાષ્ટ્રીય ચળવળ પાછળથી પ્રતિવર્ષ એક પ્રાન્તથી બીજે પ્રાન્ત એમ સમગ્ર ભારતમાં ફેલાતી ગઇ અને જેણે આજની અભેદ્ય શકિત અને આવતી કાલના વિજય માટે તૈયાર કર્યા તેનું તે ખાત-મુહૂર્ત હતું.

પછી તેમને કારાગૃહમાં—મહાન્ અને ન્યાયનિષ્ઠની શાળામાં—પૂરવામાં આવ્યા. પણ ભારતમાતૃભૂમિના ઉદ્ધારની ઘોષણા કરતા ઇશ્વર પ્રેરિત પેગંબર હોવા સિવાય કંઇપણ ગુન્હો તેની સામે સાબીત થઈ શકયો નહિં. તેને વર્ષની આખરે છુટા કરવામાં આવ્યા. પણ આ કારાગૃહમાં તેમને એ શિક્ષા મળી કે પોતાના માનવબળથી નહિં ચાલી શકે; પણ તેણે ઈશ્વરીશકિત સંપાદન કરવી જોઈએ. પછી દેવોએ આવીને તેમને દર્શન દીધાં અને તેની સાથે વાર્તાલાપ કર્યો. આ સમયથી તે ફકત પરમાત્મા ઉપરજ આધાર રાખે છે. આ સમયથી તે પરમાત્માને સર્વત્ર અને બધી વ્યકિતઓને દિવ્યભાવથી જોવા લાગ્યા. જ્યારે અદાલતમાં તેની તપાસ ચાલતી હતી ત્યારે તેને અનુભવ થયો કે—કોઇ મનુષ્ય, ન્યાયાધીશ, પહેરેગીર કે બન્દીવાન તેની નજરે નહિં પડતાં, તેમાંના પ્રત્યેકમાં—સૌથી ઉચ્ચ યા નીચમાં—અનન્ત બ્રહ્મની મૂર્તિ કૃષ્ણપરમાત્માનું એકજ સ્વરૂપ તેને દેખાયું.

તેમણે લખવાનું શરૂ રાખ્યું અને 'કર્મયોગિન્' ની

શરૂઆત કરી પણ આથી તેને પોતાના દેશ બંધુઓને સંદેશ આપવો હતો કે–" આધ્યાત્મિક મુક્તિ પ્રથમ સંપાદન કર્યા વગર ભૌતિક મુક્તિ નજ સંભવે; " પછી તેણે એકાન્તવાસ લીધો. દાક્ષિણ હિન્દમાં પોન્ડીચરિ આવ્યા, અને કોઈ ઈશ્વિરી સંકેતથી દશ વર્ષ પહેલાં પ્રથમ હું તેને ત્યાં મળ્યો. ત્યાં તેણે યોગસમાધિમાં પ્રવેશ કર્યો હતો, અને તે પાંચ વર્ષ દરમ્યાન રૂઢ થતી ગઇ. જ્યારે આ પાંચ વર્ષ પછી હું તેને ફરી મળ્યો ત્યારે તેણે દિવ્ય પ્રકાશ અને શક્તિ સંપાદન કરી લીધાં હતાં. જે પ્રકાશને લઇને હવે સ્વર્ગમાં, પૃથ્વી ઉપર અગર કોઈ જગતમાં તેનાથી કંઇ ગુપ્ત નથી રહી શકતું. અને તે શક્તિ વડે દરેક સ્થળે તેની મહદ્ વિચારશક્તિ કોઇ પણ પ્રકારનાં તૃષ્ણા, ઉપાધિ, ત્વરા અને ભીતિ વગર શાશ્વત્ સત્યના ઉદ્દેશ સમજી શકે છે.

ત્યાર પછી બીજાં પાંચ વર્ષ વીતી ગયાં. મારી વિજ્ઞપ્તિથી આ પાંચ વર્ષ દરમ્યાન તેમણે એક માસીક (આર્ય)નાં પાંચ પુસ્તકો બહાર પાડયાં છે; તેમાં તત્ત્વજ્ઞાનનું સર્વોત્કૃષ્ટ અને સર્વથી ભવ્ય શિક્ષણ છે, તેમજ મનુષ્યોએ જે માનવ અને દિવ્ય જ્ઞાન સંપાદન કર્યું છે તેનો ભંડાર છે. હવે એ સમય આવી લાગ્યો છે કે જ્યારે પોતાની સમાધિ અને એકાન્તમાં રહયા પછી તે ભારતનો ઉદ્ધારક

પ્રગટ રીતે એશિયાનો ગુરૂ–જગદ્ગુરૂ થશે. કારણ કે જગતના ઉદ્ધારકો અને ગુરૂઓને એશિયાએજ જન્મ આપ્યો છે.

જન સમૂહમાં આજે પહેલીજ વખત હું તેનું નામ જાહેર કરૂંછું. કારણકે ખરેખર, તમારેજ તે પ્રથમ જાણવું જોઈએ. ત્યારે આ નામ હવેથી તમને, તમારા મંડળને, એશિયાના તરૂણ વર્ગને–એશિયાને એક નિશાન, જયનાદ, અને કાર્યક્રમ હો.

કારણકે આ નામ એશિયાને મુક્ત, એકત્ર, અને પુનર્જીવીત સૂચવે છે. ઉજ્વલ કીર્તિવાળું એશિયા !



## ' જાતીય સમાનતા મંડલ '.

**મંડલની શરૂઆત—**

જે મહાયુદ્ધમાં બધી જાતિઓનાં લોહી રગદોળાયાં તે મહા યુદ્ધને પરિણામે 'જાતીય સમાનતા મંડલ'નો જન્મ થયો; મોટામાં મોટા ચમરબંધે પણ તેમાં નબળામાં નબળાની સહાય માગી; ઉગતી અને આથમતી બધી સભ્યતાઓનો તેમાં ખીચડો થયો;—તેમાં બધી પ્રજાઓ એક બીજીનો સામાન્ય વિનાશ કરી રહી હતી, તેથી બધા માણસોને અંદર અંદરના સંહારમાંથી પોતાની સબળ સ્થિરતા સૂઝી આવી અને સમજયા કે બધાનાં શાશ્વત્ શાન્તિ અને રક્ષણ આપસઆપસના સત્કારમાં–સમાનતામાં રહયાં છે.

' જાતીય સમાનતા મંડલ'નો જન્મ પ્રથમ જાપાનમાં થયો. જયારે પારીસમાં કહેવાતી 'શાન્તિ સભા'નું સંમેલન થયું ત્યારે પ્રજાની બધી શક્તિઓના પ્રતિનીધિત્વવાળાં જાપાનનાં સાડત્રીશ મહા મંડલો, જગત્‌ની રીબાતી જાતિઓ માટે તે સભામાં પ્રતિનીધિઓએ કરેલી માગણીને અનુમોદન આપવાને એકઠાં થયાં.

આવી રીતે આ મંડલની શરૂઆત થઈ; અને તેના પહેલા સંમેલન વખતે અમ. ટીઆઈચી, જે અમીર

સભાનો સભ્ય છે અને એક વખત તેનો બીજી વખતનો પ્રમુખ હતો, તેના પ્રમુખપણા નીચે મંડલે નીચેનો સંદેશો મોકલ્યો:—

ટોકીઓ તા, ૧૧ ફેબ્રુઆરી ૧૯૧૯.

'શાન્તિ સભામાં હમણાં એકત્ર થયેલી મિત્રપ્રજાઓ ' પ્રજાસંઘ ' અને જગતમાં શાશ્વત્ શાન્તિ સ્થાપવાનો પ્રયત્ન કરી રહી છે.

અમે જાપાનીઓ સંપૂર્ણ સહૃદયતાથી આ પ્રયાસને આવકાર આપીએ છીએ, અને આતુરતાથી તેની સિદ્ધિની રાહ જોઇએ છીએ.

પણ આમ છતાં પ્રજાઓના અરસ્પરસના વ્યવહારમાં જે જાતીયભેદભાવવાળું વર્તન હજુ ચાલ્યાં કરે છે તે સ્વતંત્રતાના અને સમાનતાના સિદ્ધાંતોની વિરૂદ્ધ છે, અને પ્રજાઓમાં કાયમનું કલહ બીજ રોપે છે;

તેથી જ્યાંસુધી આ ફેરફાર રહિત રહેશે ત્યાં સુધી 'સભાઓ' ' સંઘો ' અને 'ઠરાવો' એ બધાં રેતી ઉપર બાંધેલા ઘરના જેવાં હશે અને ખરી શાન્તિની આશા નહિં રાખી શકાય;

અમે જાપાનનાં ૩૭ મહામંડલોના પ્રતિનીધિઓ જગતની પ્રજાઓને ન્યાય અને માનવ ભાવના ઉપર શાન્તિ

સ્થાપવાનું સૂચવીએ છીએ. અને આ હેતુથી જાહેર કરીએ છીએ કે—

જાપાની પ્રજા ' શાન્તિ સભા ' પાસેથી જાતીય ભેદભાવ અને અસમાનતાનો કાયમ માટે અંત લાવવા માગે છે.

ઇ. સ. ૧૯૧૯ના માર્ચ મહિનાની ૨૩ મી તારીકે મંડલે તેની બીજી બેઠક વખતે ' શાન્તિસભાનું ખાસ વલણ જાણીને તેના પ્રમુખ ઉપર નીચેનો તાર મોકલવાનું નકી કર્યું—

જાતીય ભેદભાવના અસ્તિત્વ ઉપર રચાતા કોઇ પણ પ્રજા સંઘથી જાપાની પ્રજા વિરૂદ્ધ છે............

મંડલના આ બધા પ્રયત્નો છતાં, જાતિઓના પ્રશ્નના સંબંધમાં જપાની પ્રતિનીધિઓએ દસ્તાવેજની બાબતમાં મૂકેલા સુધારાની શી વલે થઇ એ સારી રીતે જાણીતું છે.

જોકે તે સુધારાને બહુમતિ મળી તોપણ તે સભાના પ્રમુખ ભાઈ વિલ્સને 'આવા પ્રકારના સુધારાને માન્ય કરવાને એકમતિની જરુર છે' એમ બ્હાનું કરીને તેની અવગણના કરી.

આ અટકાયત પછી મંડલે પારીસ તરફ 'શાન્તિ-સભા' ના સભ્યોને નીચે દર્શાવ્યા પ્રમાણે પ્રચંડ વિરોધ મોકલ્યો:—

અમે જાપાનનાં રાજકીય, ધાર્મિક, છાપાને લગતાં, તેમજ જમીન અને દરિઆઈ લશ્કરોના અધિપતિઓનાં મંડલો વિગેરે કુલ ૩૭ મંડલોના પ્રતિનીધિ તરીકે ઇ. સ. ૧૯૧૯ના એપ્રિલ મહિનાની ૨૪મી તારીખે ટોકીઓ શહેરમાં જાતીયભેદવાળી વર્તણુંકના સંબંધમાં મળ્યા પછી નીચે પ્રમાણે ઠરાવ પ્રસાર કર્યો છે.:—

'જાતીય ભેદભાવના અસ્તિત્વ ઉપર રચાયલા પ્રજાસંઘમાં જોડાવા જાપાની પ્રજા નાપાડે છે.

તેમના પ્રયત્નોની નિષ્ફળતાએ તેમના ઠરાવને હતાશ બનાવવાને બદલે તેમાં વધારે બળ રેડયુ. મંડળે પોતાના બંધારણને સ્થાયિત્વ આપવાનો અને બીજા દેશોમાં તેને ફેલાવવાનો નિર્ણય કર્યો. તેનું એકલપેટાપણું તેની નબળાઈનું મળ હતું. એશિઆની અને જગત્‌ની જાતિઓનું જોડાણ તેને બળ આપશે. અને તેની ફતેહ સાબિત કરશે.

તે મંડળના સ્થાપકો—જેના કાર્ય સાથે જાપાનમાં મને બહુ સંબંધ થયો છે— તેની માગણીથી હિંદુસ્તાનમાં હિંદી મિત્રોની સહાયથી 'જાતીયસમાનતા મંડલ' ખિલવવાને મેં માથે લીધું છે.

———o———

## મંડલનો સામાન્ય ઉદ્દેશ.

---

જાતીઓની વચ્ચે પ્રજાકીય તંત્રનો સિદ્ધાંત જાહેર કરવો; અને હકની સમાનતા અને સમાનતાનો હક પ્રજાની ફક્ત વ્યક્તિઓનાંજ નહિ, પણ માનવ જાતિઓ અને પ્રજાઓનાં પણ જાહેર કરવાં.

માણસનાં જાતિ અને વર્ણની દરકાર નહિ કરતાં દરેક માણસના માનવ મરતબાને માટે આદર સ્થાપવો—અને તેમ કરીને વધારે આગળ વધેલી અને વધારે પાછળ રહેલી બધી પ્રજાઓની પ્રગતિ કરવી; પહેલીની મગરુરીને અને બીજીની નમ્રતાને ઉજ્વલ કરવી; આપસ આપસની સમજુતી અને બંધુતાની ખામીવાળા ખરેખરા જંગલીપણાને ઉન્નતપદે લઇ જવું.

એશિયાને માટે—

એશિયાની પ્રજાઓ અને જાતિઓને શાશ્વત્ સમાધાનીનું અને સામાન્ય લાભોનું સ્થાન આપીને એશિયાના નૈતિક અને આર્થિક ઐક્યની સેવા કરવી.

અંદર અંદરના એશિયાઇ સંબંધોને ખિલવીને એશિયાની પ્રજાઓનાં મંડલો અને મહાસભા રચવાં.

એશિયાની જાતિઓની સ્વતંત્ર ખીલવણીથી જગતની બીજી જાતિઓ સાથેના તેમના અવિરોધી સંબંધોને ઉત્તેજન આપવું.

ભારતને માટે—

માનવ જાતિઓની સમાનતાના વધારે મહાન્ પ્રશ્ન સાથે ભારતનો ખાસ સવાલ જોડી દઇને સામ્રાજ્યમાં જાતીય સમાનતાના તેના હકો પૂરવાર કરવાને તેને વધારે વિશાળ ક્ષેત્ર આપવું.

બંધારણ.—

આમંડલની શાખાઓ કોઈ મંડલોના તેમજ છૂટક સભ્યોના જોડાણથી બને છે.

હિંદની શાખાને આર્થિક સહાય દાન, ઉઘરાણાં, અને ઐચ્છિક ભેટથી મળેછે.

મંડલને જોડાયલી સભાઓના પ્રતિનીધિઓ અને સંચાલકોની બનેલી સમિતિથી હિન્દમાં મંડલની વ્યવસ્થા ચાલેછે.

વિસ્તાર અને ચલવલને માટે એક આંતર પ્રજાકીય ખાતું ખિલવવામાં આવે છે, અને દરેક શાખા તેના ખર્ચ માટે પોતાની શક્તિ પ્રમાણે હિસ્સો ભરે છે.

મંડલની જુદી જુદી શાખાઓના જોડાણનું ક્ષેત્ર અને તેઓના કાર્યનો સિદ્ધાંત નીચેના એકરારથી નકી થયાં છેઃ—

એકરાર.—

જે ઇતિહાસ બધા યુગો અને બધી જાતિઓએ લખ્યોછે,

જે ઇતિહાસ આપણને બધાને સમયના ઉષ:કાળ અને સંધ્યાકાળ આરપાર માનવકુટુંબોની ચડતી પડતી, અને વારા પ્રમાણે લેવાતી માનવ પ્રગતિની આગેવાની સૂચવી રહ્યો છે તે ઇતિહાસના પવિત્ર નામમાં.

જે શાસ્ત્ર, પૃથ્વીની બધી સંસ્કૃતિઓની દુહિતા છે, બધાનો પ્રકાશ છે, અને જે દરેકને તેજસ્વી અને સંસ્કારી બનાવે છે, તેમજ જે શાસ્ત્ર એમ શીખવેછે કે માનવજાતિઓ એક બીજીમાંથી ઉત્પન્ન થઈ છે– કારણ કે યુગો દરમ્યાન તેણે વિચારોની આપલે અને તેમના લોહીનું જોડાણ કદી બંધ કર્યું નથી,–તે શાસ્ત્રના પવિત્ર નામમાં ;

જે ધર્મોને બધી જાતિઓ પોતાના સન્તો, પ્રકાશકો અને નેતાઓ અર્પે છે તે ધર્મોના પવિત્ર નામમાં, તેમજ તે ધર્મોના નામમાં જે આપણને કહે છે કે:–

"સર્વ ભૂતોમાં જે એક અને અવ્યય છે, તેમજ બધાં વિભક્તોમાં જે અવિભક્ત છે."—ભગવદ્ ગીતા. ૧૮–૨૦

"આ જગત્ બધાઓનું પ્રજા સત્તાક રાજ્ય છે, જેના નાગરિકો એક અને અદ્વિતીય તત્વના બનેલા છે."–
એપિકટેટસ કથામૃતો ૧૪-૨૪.

"આપણે દરેક એક બીજાના સભ્યો છીએ."–
રોમનો સંદેશ. ૧૨-૪

"આપણે બધા એક બીજામાંથી ઉત્પન્ન થયા છીએ."
કુરાન.

"આપણે આપણા પાડોશીને આપણા પોતાના જેટલો જ ચાહવો."
કોન્ફ્યુસીયસ ૧-૪-૫

"આપણે જેમ બીજાઓ આપણી પ્રત્યે વર્તે તેમ ઇચ્છીએ છીએ તેવીજ રીતે આપણે તેમના પ્રત્યે વર્તવું.–"
ધમ્મપદ ૧૨૯

"પાંચ ખંડો– એક કુટુંબ."– ચીનનો બૌદ્ધ લેખ.

વ્યક્તિ અને સમષ્ટિ–માનવ જાત જેનો આખો દેહ તેના સભ્યોમાંના એકને પણ ઇજા થાય તેથી કંપી ઉઠે છે તે માનવ જાતના પવિત્ર નામમાં, તેમના બધાની ઉન્નતિથી અને તેમનાં બધાં બંધારણોની સ્વતંત્ર ખીલવણીથી પ્રગતિ કરતી માનવજાતના પવિત્ર નામમાં;

માનવ શાન્તિના પવિત્ર નામમાં–કારણ કે અરસપરસના આદર વગર શાન્તિ ન સંભવે;

જે બુદ્ધિ ઐકય તરફ દોરી જાયછે તેના પવિત્ર નામમાં અને જે આત્મા પ્રેમથી જીવે છે તેના પવિત્ર નામમાં;

અમે માનવ જાતિઓની વિશ્વવ્યાપક સમાનતા જાહેર કરીએ છીએ અને પ્રતિજ્ઞા ઉપર તેનો એકરાર કરીએ છીએ



## 'એશિયાનું સ્તોત્ર.'

હવે છઠ્ઠા માસમાં, પ્રજાઓના દેવદૂતને તેઓના પ્રભુ પાસેથી, રીબાતા દેશના નગર તરફ મોકલવામાં આવ્યો;

નવરાજ્યના સૃષ્ટા એક પુરૂષને વરેલી કુમારિકા તરફ તેને મોકલવામાં આવ્યો, અને તે કુમારિકાનું નામ એશિયા હતું.

તે તેની પાસે આવ્યો અને કહ્યું "તું અત્યંત કૃપા-પાત્ર છો, તારૂં કુશળ થાઓ! તું પૃથ્વીના બધા પ્રદેશોમાં પુનિત છો, કારણ કે પ્રભુ તારી સાથે છે."

પણ જ્યારે તે કુમારિકાએ પ્રજાઓના દેવદૂતને જોયો ત્યારે તે ઘણી મુંઝાઇ ગઇ અને વિચારમાં પડી કે આ અભિનંદન કેવા પ્રકારનું હશે!

દેવદૂતે તેને કહ્યું "એશિયા, મા ડર, કારણ કે તેં ભવિષ્યની કૃપા સંપાદન કરી છે.

ધ્યાન આપ, તુંને ગર્ભ રહેશે, નૂતન આત્માને તું જન્મ આપીશ, અને તેને પ્રજાઓનો ઉદ્ધારક કહીને બોલાવીશ.

તે મહાન્ થશે, અને મહાન્ પરમાત્માનો અનુજ કહેવાશે.

ભવિષ્ય તેના પિતા—પ્રજાઓના પ્રભુનું રાજ્યાસન તેને અર્પશે.

તે પ્રજાઓના ગૃહપર શાશ્વત્ રાજ્ય ભોગવશે, અને તે રાજ્યનો અંત નહિં હોય."

પણ એશિયાએ દેવદૂતને કહ્યું "હું આ પ્રભાવશાળી પુરૂષને જાણુતી નથી, હું શક્તિમાન્ પ્રભુને જાણુતી નથી, તો આ કેમ થશે?"

દેવદૂતે તેને કહ્યું "પ્રભુનું વર્ચસ્ તારા ઉપર ઉતરશે, અને તેનો આત્મા તારામાં આવિર્ભાવ પામશે. તેથી કરીને પણ જે તારામાં જન્મ લેવાનું છે તે દિવ્ય ભવિષ્ય કહેવાશે.

'મહિમા સ્તોત્ર.'

---

" .... .... અને એશિયાએ કહ્યું—

મારો આત્મા પ્રજાઓના પ્રભુને મહત્તા અર્પે છે.

મારો આત્મા ભવિષ્ય—મારા ઉદ્ધારક ઉપર આનંદ મેળવી રહ્યો છે.

કારણ કે તેણે તેની પરિચારિકાની સાધારણ સ્થિતિ ઉપર કૃપાદષ્ટિ કરી છે અને તેથી બધા યુગો મને પુનિત કહેશે. કારણ કે તે શક્તિમાને મારા પ્રત્યે મહાન્ કાર્યો બજાવ્યાં છે, અને તેનું નામ પવિત્ર છે.

જેઓ તેનાથી બીહે છે તેમના પ્રત્યે તેની દયા પ્રત્યેક યુગે વર્તે છે.

તેણે પોતાની બાહુશક્તિ બતાવી છે.

તેણે અભિમાની પ્રજાઓને તેઓના હ્રદયની કલ્પના-ઓમાંજ વિખેરી નાખી છે.

તેણે બળવાન્ પ્રજાઓને રાજ્યાસનથી ઉતારી પાડી છે, અને ગરીબ અને નબળીને ઉન્નત બનાવી છે.

તેણે દુ:ખી પ્રજાને સારી વસ્તુઓથી સંતોષી છે, અને ધનાઢ્ય પ્રજાઓના હાથ ખાલી કર્યા છે.

પોતાની દયાનો ખ્યાલ લાવીને પોતાના પ્રિય દેશને —અનુચરને તેણે સહાય કરી છે. અને તેની આશિષ—
સર્વદા............"



# ‘ દ્વિતીય વિભાગ ’

“ ૩૬ મી રાષ્ટ્રીય મહાસભાના જ્ઞાનસત્રને અંગે
ગુજરાત વિદ્યાપીઠમાં આપેલું વ્યાખ્યાન ”

"મહાશય પોલરિશારનો તેમના વ્યાખ્યાન વખતે ગુજરાતના પ્રસિદ્ધ ચિત્રકાર ભાઈ રવિશંકર રાવલે લીધેલો પેન્સીલ સ્કેચ." ☞

# નવીન ભારત.

ભાવિ ભારતના પ્રજાજનો!

હું તમારી સાથે એકલી ક્રૂચમાં જ વાત કરી શકું એમ છું તેને માટે મ્હને ક્ષમા કરો. જે લોકો વચ્ચે હું રહું છું તેમની ભાષાઓ હું જાણતો નહિ હોવાથી સહેજે મ્હારૂં એકાંત અને મૌન વધે છે, અને તેથી ઈશ્વરનો અવાજ સાંભળવાની મ્હને વધારે તક મળે છે.

હિન્દુસ્તાનની ભાષા ં જાણતો નથી એ જ કારણુસર હિન્દુસ્તાનના આત્માનો અવાજ હું સાંભળી શકું છું. કોઈપણ સમાજનો આત્મા આપણી સાથે જ્યાં સૂધી ન બોલે ત્યાં સૂધી આપણે તે સમાજના આત્મા સાથે કેમ બોલી શકીએ ?

મ્હને માફ કરો. હું તો ફક્ત એક માનવી છું— ગરીબ માણસ છું. મ્હારે નથી મ્હારો દેશ કે નથી મ્હારૂં રાષ્ટ્ર. મ્હારૂં રાષ્ટ્ર હજી જન્મ્યું નથી અને મ્હારો દેશ પણ હજી ભવિષ્યકાળમાંજ છે.

અને એજ કારણુસર હું ભટકેલ થઈ ગયો છું, સારી દુનિયાનો રહીશ બન્યો છું. હું બધાં રાષ્ટ્રોમાં ભટકું છું

અને મ્હારા ભાવિ (અનાગત) દેશ અને ભાવિ રાષ્ટ્રની બધા દેશોમાં ખોજ કરૂં છું આ ભાવિ રાષ્ટ્ર કેવું હશે ?

ભાવિ રાષ્ટ્રમાં ન હોય સ્વાર્થ કે ન હોય સરહદ, ન હોય મર્યાદા કે ન હોય સંકોચ. જ્યાં નથી રૂઢી કે નથી વહેમો, નતી પડદા કે નથી નાતજાત, જ્યાં નથી અન્ત્યજ વર્ગ કે નથી અન્યાયો, એવું તે એક બાલરાષ્ટ્ર છે.

આ દેશમાં ન હોય અજ્ઞાન કે ન હોય ભૂખમરો. ત્યાં મહાત્માઓ નિર્ધન હશે, ત્યાંના મ્હોટામાં મ્હોટા શ્રીમંતો નિઃસ્વાર્થી હશે. આ દેશમાં ઇશ્વરની 'સેવા' માટે પૂજારીઓનો જૂદો વર્ગ હોય જ નહિ, કારણકે દરેક જણ ઇશ્વરનો પૂજક અને સેવક હશે.

આજે નવીન વર્ષની શરૂઆતમાં અને નવા યુગના પ્રારંભમાં ઓછુ ઘેરાએલા કોટમાં આવી નવપલ્લવિત ભારતવર્ષને હું કહેવા આવ્યો છું કે 'થજે તે ભાવિ દેશ ને થજે તે ભાવિ રાષ્ટ્ર."

" દુનિયાનાં સર્વ રાષ્ટ્રોમાં આત્મવાન રાષ્ટ્ર બની માનવજાતને ધાર્મિકતાનો સાચો પાઠ આપવો એ શું તારૂં પ્રભુનિર્મિત કાર્ય નથી ? એક કાળે તેં વિશ્વજ્યોતિનું કામ કર્યું છે. ફરી વિશ્વજ્યોતિ થજે.

" પણ તેમ થવાને માટે 'તેવો હું છું" એવો દાવો ન કર. મનમાં એમ ન માન કે 'હું' જ એક આત્મવાન રાષ્ટ્ર છું. કોઇ પણ રાષ્ટ્ર કે વ્યક્તિઓ પોતાને અન્ય કરતાં ઉચ્ચ ગણે છે તે જ ક્ષણે તે બીજા કરતાં નીચે પડે છે.

" હૃદયમાં એવી ભાવના ન રાખે કે હું વિશિષ્ટ રાષ્ટ્ર છું, હું દેવોનાં પ્રિય સમાજ છું, કેમકે ઘણાં રાષ્ટ્રો પોતાને વર-રાષ્ટ્ર ગણે છે; પણ જે રાષ્ટ્ર પોતાનો વિચાર જ નથી કરતું, બીજાની સેવામાં પોતાને ભૂલી જ જાય છે તેજ વર રા૦ હોય છે. બીજાને ભવિષ્યને દ્વારે લઇ જવા માટે પોતે પોતાના ભૂતકાળના બંધનમાંથી જે પહેલવહેલું મુક્ત થયું હોય તે જ વરરાષ્ટ્ર છે. નવો કલ્પ સરજવા માટે, નવી કલ્પના ધારણ કરવા માટે, પ્રાચીન કલ્પનાઓ, માન્યતાઓ અને રૂઢીઓ જે રાષ્ટ્ર પહેલવહેલું છોડી દે તેજ વરરાષ્ટ્ર. "

બધાનું શાસ્તા બનવા માટે બધાનું શિષ્ય થવા જે તૈયાર હોય તે જ વરરાષ્ટ્ર, ચૈતન્યધર્મ અને ચૈતન્યમય જીવન બીજામાં પ્રગટ કરવા સારૂ જે રાષ્ટ પહેલવહેલો તેનો સાક્ષાત્કાર કરી લે છે તે જ વરરાષ્ટ્ર.

આત્માને માન્યો એટલે કંઈ આત્મિક જીવન થયું

નહિ. અધ્યાત્મવાદ અને આધ્યાત્મિકતા એ એક જ વસ્તુ નથી.

એવા કેટલાક લોકો પડેલા છે કે તેઓ આત્માને નથી માનતા અને પોતાને જડવાદી કહેવડાવે છે, છતાં તેમનું આખું જીવન આધ્યાત્મિકતાની એક અપૂર્વ કૃતિ હોય છે; ફક્ત તેના ઉપર આધ્યાત્મિકતાના નામની છાપ નથી હોતી, અને ઘણીવાર જેઓ પોતાને અધ્યાત્મવાદી કહેવડાવે છે છે તેવા લોકમાંજ આધ્યાત્મિકતાની અછત હોય છે.

ચતન્યમય જીવનનો અર્થ એ નથી કે તેમાં જડ વિષે અજ્ઞાન હોય. ચૈતન્ય કોઈ કાળે જડની ઉપેક્ષા નથી કરતું; ચૈતન્ય તો જડને વ્યવસ્થિત કરે છે, જડને પ્રાણવાન બનાવે છે, જડને સુંદર કરી દે છે, જડનું આખું સ્વરૂપ જ બદલી નાખે છે.

સાચો જડવાદ તો આત્માના અહંકારમાં છે, આકાર ધારણ કરવાથી આવતી મંદતા વિષે આત્માની બેદરકારીમાં છે, વિશ્વવ્યાપી અંધકારને પ્રકાશમય કરવાનું પોતાનું કાર્ય છોડી દેવામાં છે, જડને પ્રાણવાન કરવાની એની અશક્તિમાં છે.

આત્મિક જીવન એટલે કાંઇ આત્મિક સંપ્રદાયના બાહ્ય વિધિઓ વિષેનો આગ્રહ નથી. આત્મા નામરૂપને

વળગી રહેતો જ નથી, આત્મા તેમને હંમેશાં નવાં નવાં જ બનાવી દે છે. બાહ્ય સ્વરૂપ, એનાં સૂત્રો અને વિધિઓ વિષેની પુરાણુ પ્રિયતા ન છોડવાનો આગ્રહ, પ્રાચીન ગ્રન્થો અને સંસ્કારો વિષેના વહેમો, નિશ્ચલતા એટલે કે દિક્કાલનું બંધન, આત્માની નિશ્ચેષ્ટતા, પુરુષાર્થનો અભાવ, નિત્યનૂતન થવાની તેની અનિચ્છા, એ જ છે સાચો જડવાદ. સાચો જડવાદ પ્રથમ તો ધર્મમાંજ, જીવનમાં જ પ્રગટે છે.

હે હિંદભૂમિ : હે આત્મવાન્ રાષ્ટ્ર ! આંતરિકજડ-ઉપર વિજય મેળવી, ભૂતકાળને માટે મારી પ્રીટી ભવિષ્યમાં જન્મ લેવો એજ તારો આદેશ છે; કેમકે વ્યક્તિની પેઠે રાષ્ટ્રોને પણ નવો જન્મ લેવા સારૂ મરવું તો જોઇએ જ. નૂતન બાલક થવું હોય તો જૂનું કલેવર છોડી દેવું જ જોઇએ.

સૂર્યનો અસ્ત થયો તે જ દિશા નિહાળતા અંધારામાં બેસીને 'आसीत्पुरा प्रकाशोऽत्र'નો જાપ કરનાર રાષ્ટ્રની દુર્દશા જ થશે.

ઘરડા ડોસાની પેઠે ખોવાએલો ભૂતકાળ શોધવા ભટકનાર રાષ્ટ્રને ધિક્કાર છે; તે ન જાણે જીવનાની કળા, ન જાણે મરવાની કળા કે ન જાણે નપુર્જન્મ પ્રાપ્ત કરવાની કળા.

હે આત્માની પ્રજા ! આગળ જો, ભવિષ્ય તરફ જો.

સર્વસ્વનો ત્યાગ કર, જેથી તને મળે,—શું ? જે બીજા પાસે છે તે ? ના ના. જે હજુ કોઈને મળ્યું નથી અને જે તારેજ બધાંને આપવું છે તે.

દુનિયાના અત્યન્ત પ્રાચીનમાં પ્રાચીન રાષ્ટ્રોમાંનું તું એક છે. મહાન અને ઉજ્જવળ ભૂતકાળ હોવા છતાં તેના ખંડેરો નીચે દબાઇ કેમ ન રહેવું એ દુનિયાનાં રાષ્ટ્રોને બતાવી આપવું એ શું તારૂં કાર્ય, તારો આદેશ નથી ?

સૈકાઓ થયાં તારો આત્મા અહીંનાં બંધન તોડી ઇહલોકમાંથી ઉપરનાલોકમાં ભવિષ્યની બીનાઓ—ભવિષ્યનું જીવન શોધવા ગયેલો છે. આજે એ જ આત્મા પોતાનું અપ્રાપ્ય ઉચ્ચસ્થાન છોડી નીચે મનુષ્યલોકમાં તેમનાં શહેરો તેમનાં રાષ્ટ્રો અને તેમનાં મંદિરોમાં વિજયી જીવનના નવા નવા આકારો અને પ્રકારો સરજવાને શુંશું કરી શકે તે દુનિયાંને બતાવી આપવું એ શું તારૂં કાર્ય—તારો આદેશ નથી ?

એક વખત ગુલામ થયેલા, પણ હવે પછી ભવિષ્યમાં કોઇ કાળે ગુલામ ન થનાર હે ભારતવર્ષ ! સંપૂર્ણ નવીનતા ધારણ કરી, અંતરનું પરિવર્તન કરી, ભૂતકાળનાં બંધનોને ભેદી અને આંતરિક સ્વાતંત્ર્ય પ્રાપ્ત કરીને બાહ્ય

શંખલાઓ–બાહ્ય બંધનો રાષ્ટ્ર કેવી રીતે ફેંકી દઈ શકે છે અને રાષ્ટ્ર કેવી રીતે ઉભું થઇ શકે છે એ દુનિયાંનાં રાષ્ટ્રોને બતાવી આપવું એ શું તારૂં કાર્ય—તારો આદેશ નથી ?

અનેક રાષ્ટ્રોના સંઘથી બનેલા વિવિધ વિભિન્ન ભારતવર્ષ ! તારૂં કાર્ય, તારો સવાલ, તારી સમસ્યા દુનિયાંમાં સૌથી કઠિન અતે જટિલ છે. ભિન્ન ભિન્ન ભાષાઓ અને ભિન્ન ભિન્ન ધર્મોને સંપ્રદાયો હોવા છતાં તલવારના ન્યાયથી નહિ પણ પ્રેમના ન્યાયથી, રાષ્ટ્રો કેવી રીતે એક હોઇ શકે છે અને જોરનું નહિ પણ પ્રેમનું સામ્રાજ્ય સ્થાપન કરી શકે છે, એ દુનિયાંને બતાવવું એ શું તારૂં કાર્ય—તારો આદેશ નથી ?

અનેક ધર્મો, તેમના પરસ્પર વિરોધી મતમતાન્તરો અને કજીયાખોર સંપ્રદાયો, સઘળાનો સ્વાહાકાર કરનાર અને સઘળાના સર્વોપરિ એવા પ્રત્યક્ષ અનન્તની શ્રેષ્ઠ સેવામાં કેવી રીતે એક થઇ શકે છે, એકત્ર રહી શકે છે એ દુનિયાંને બતાવી આપવું એ શું તારૂં કાર્ય નથી ?

દુનિયાંની પ્રજાઓમાં તું અત્યન્ય વિસ્તીર્ણ અને વિસ્તારી છે. પોતે પૂરાઈ રહીને, લોઢાના સળીયામાં પોતે કેદ

થઈને નહિ, પણ બધાં બંધનો તોડી નાખીને, સૌને માટે પોતાનાં દ્વાર મોકળાં મેલી, સઘળાઓનો સાથ સ્વીકારી, શાન્તિ, આનન્દ અને સંતોષમાં રહેનાર એવું મનુષ્ય જાતિનું એક આદર્શ કુટુમ્બ બનવામાં જ રાષ્ટ્રની મહત્તા છે, એ દુનિયાંને બતાવી આપવું એ શું તારો આદેશ નથી?

તેથી, હે આત્મવાન્ પ્રજા! જાગૃત થા, ઉભી થા! તારી જન્મોત્રી જે આજે વીંટળાયલી પડી છે તે ઉકેલ અને જો. ઉગતી ઉષા સાથે ઉઠ અને ઉડવા માંડ. પ્રેમ અને શ્રદ્ધાની બે પાંખ પસારી ભર આકાશમાં વિહર.

શ્રદ્ધા વડે ભવિષ્ય જોડે સંધિ કર અને પ્રેમ વડે દુનિયાંની સર્વ પ્રજાઓ સાથે સંકલિત થા.

પ્રેમ તારી અંદર ભવિષ્યને પેદા કરો, જેથી ભવિષ્ય સર્વની અંદર પ્રેમ પેદા કરે.

ઉઠ ઉઠ, સ્વતંત્ર થવા નહિ, મહાન્ થવા. કેમકે સ્વતંત્રતા મહત્તાની પાછળ પાછળ ચાલનારી છે, જેમ સૂર્યની પાછળ તેની પ્રભા. મહાન્ થા, કે જેથી તું સ્વતંત્ર પણ થાય.

કેટલાકનો આદર્શ એટલો જ હોય છે કે તારે સ્વતંત્ર થવું અને દુનિયામાં બીજા રાષ્ટ્રોની પેઠે સ્ટૉક એ-

ક્સ્ચેન્જ અને પાર્લામેન્ટથી સુશોભિત બનવું પણ સ્ટૉક એ-
ક્ચેન્જમાં તારો આત્મા વેચાઇ જશે અને પાર્લામેન્ટના વૃથા
બકવાદમાં તારો આત્મા ઉડી જશે. કેટલાકની મહત્ત્વાકાંક્ષા
એટલી જ છે કે તારે યુરોપીય રાષ્ટ્રાની નકલ બની જવું
અને પછી તારે યુરોપ પાસેથી તેની જુનો પુરાણી મૂર્તિ-
ઓ લઇ આવવી અને તારા જુના પુરાણા દેવો તેને દઇ દેવા.

પણ તારા ચૈતન્યનો વિચાર જુદો જ છે. તે તને એક
દૈવી રાષ્ટ્ર બનાવવા માગેછે. તે દૈવી રાષ્ટ્રમાં મુત્સદ્દીઓને
સ્થાને મહાત્માઓ હશે, ધનવનોને સ્થાને ઋષિઓ હશે.
તે ધર્મરાજ્યમાં મધ્યવર્તી મંત્રીમંડળ તરીકે મહાત્માઓનું
મંડળ હશે, તેની ઉપર મનુષ્ય કોટિનું મંડળ હશે. અને
તેનીયે ઉપર ભગવાનની મૂર્તિ, સર્વ પ્રજાઓના સ્વામી
રાજ રાજેશ્વરનું સિંહાસન રાજતું હશે.

હે ભારતવર્ષ ! આજે બીજાઓ છે તેમ તારે થવાનું
નથી. આજે જે સ્થિતિમાં તું છે તેમ પણ તારે રહેવાનું
નથી. પણ તું તારી હૃદયવૃત્તિએ કરેલું પાપ અંદરથી જ
ધોઇ નાખજે. આ પાપ હજુ તેં અરધું જ જોએલું છે
અને અરધું જ કબુલ કરેલું છે.

કેમકે અત્યાર સુધી એમ જ કહેવાય છે કે અસ્પૃ-
શ્યતા અમારૂં રાષ્ટ્રીય પાપ છે. પણ હું તને કહું છું: હરેક

ભેદ પાપ છે. અસ્પૃશ્યતા એ એનું પરિણામ અને દ્યોતક છે એવી જ્ઞાતિભેદ પાછળ રહેલી હાલની વૃત્તિ એજ રાષ્ટ્રીય પાપ છે.

તેથી તારો આ પાપ ધોઈ કાઢયે જ છુટકો. તારે બન્ધુતા અને એકતા પાછી લાવવી પડશે, પ્રેમ અને વ્યવસ્થાનું સંગીત ફરી પાછું દાખલ કરવું પડશે. ત્યારે જ તું તેનો દૂત થઇ શકશે; ત્યારે જ સૌની દૃષ્ટિએ તું પ્રેમળ સંદેશવાહક બની જઈશ. કેમકે વીતી ગયેલા યુગોમાં તેમજ ભવિષ્યમાં આવનારા યુગોમાં તારો દેવી સંદેશ એકજ છે; અને તે છે પ્રેમ.

તેથી હે હિન્દ, હે આત્મવાન્ પ્રજા! હવે તારે સ્વતંત્ર થવું હોય તો તે સ્વાર્થથી નહિ; તારી સ્વતંત્રતા દ્વેષરહિત હોવી જોઇએ, તો જ તું પ્રેમ કરી શકશે.

તારે સ્વતંત્ર થવું હોય તો તે ભાગ્યવિધાતાએ જેમની સાથે તારીગાંઠ બાંધી છે તેમનાથી વિખૂટા થવા માટે નહિ, પણ સામર્થ્યના બંધન કરતાં વધારે સમર્થ એવા પ્રેમબંધનથી તેમની સાથે બંધાઈ રહેવા માટેજ.

વિરોધ કરવા માટે નહિ; પૂર્વ અને પશ્ચિમ વચ્ચેનું અન્તર વધારવા માટે નહિ; પરન્તુ તેમને સમિપ લાવવા માટે, તેમને એકબીજાના દોસ્ત બનાવવા માટે. પશ્ચિમના

એક જ રાષ્ટ્ર સાથે જોડાઇ જવાને નહિ, પણ સઘળાં રાષ્ટ્રો સાથે સંબંધ બાંધી—સ્વેછાએ સંબંધ બાંધીને એકત્ર કરવાને માટે જ.

તારે સ્વતંત્ર થવું હોય, જો તારે કોઈ એકને તાબે રહેવું ન હોય તો તેનો ઉદ્દેશ એટલો જ હોય કે બધાની જ સેવા તું કરી શકે, બધાને તું અર્પણ થઈ શકે. એકલી આખા પશ્ચિમનીજ દોસ્તી નહિ પણ સમસ્ત પૂર્વની પણ દોસ્તી માટે તારે તારી પોતાની સીમા ઓળંગીને બહાર જવાનું છે. પણ તે પોતે ગુલામ બની પોતાના ભાઇને ગુલામ બનાવવા માટે લડાઇનો સાજ સજીને નહિ, પણ જેઓ સ્વતંત્ર થવા માગે છે તેમના મિત્ર અને મદદગાર તરીકે.

તારે સ્વતંત્ર થવું છે તે કોઇ કાળે કે કોઈ સ્થળે મૃત્યુનું હથિયાર થવા માટે નહિ પણ પ્રેમના ફિરસ્તા થવા માટે; આત્મનો આદેશ આ દુનિયાંમાં પૂરો કરવા માટે, સફળ કરવા માટે.

ધ્યાન દઈને સાંભળજે અને દુનિયાંનું દુઃખ જોઈ અશ્રુ ઢાળજે. મહાન્ અંધકુપમાંથી નીકળતા મહા દુઃખની આ દુનિયાં બનેલી છે. તે દુખિયાંને દિલાસો દેવાનો છે. આ દુનિયાં મહાન અંન્ધકારની, મહાન્ તામસની બનેલી છે; તેને પ્રકાશિત કરવાની છે. તલાતલનાં મહાન્ કોપ અને

કટુતાની આ દુનિયાં બનેલી છે; તેમનું સાન્ત્વન કરવાનું છે–તેમની શાન્તિ કરવાની છે. જીવોનાં દુઃખોની જ આ દુનિયાં બનેલી છે. નીચેથી આવનાર ઉપરથી ઉતારનારને મળી શકે એવું આ દુનિયાં એક સંકેતસ્થાન છે અને નીચેનો અન્ધકાર જેટલો ઊંડો, નીચેનું દુઃખ જેટલું ગંભીર, નીચેનો અત્યાચાર જેટલો ઘોર, તેટલા જ પ્રમાણમાં ઉપરથી અવતરતો પ્રેમ ઈશ્વરી. આમ જ સંસાર આવો જૂગ જૂગ ચાલતો છે. કેમકે જેમ જેમ યુગો કૃષ્ણ અને ભીષણ થતા જાય છે તેમ તેમ તેમને માટેના અવતારો પણ તેટલાજ તેજસ્વી અને કરૂણ હોય છે.

આજે આ કલિયુગમાં પાતાલમાંથી એક પ્રચંડ અસુર પ્રકટયો છે. અત્યાર સુધી નહિ અવતરેલા એવા પરમ પ્રેમનું આગમન દુનિયાંને જાહેર કર. હે હિન્દ! તેની હિસ્થિતી તારો પોતાનો ઉદ્ધાર કરી લે અને જીવ લોકનો અને રાષ્ટ્રનો ઉદ્ધાર કર!

પૉલરિશાર



૨

સ્વેચ્છાથી જ બહિષ્કૃત થયેલા, ખાનદાન ફ્રાન્સના એ ચિન્તનશિલ અતિથિ! અમારાં તને વન્દન હો! મૌન અને વાચા બન્નેનો તારા ઉપર આશીર્વાદ છે. તારા પોતાના રાષ્ટ્રનો તને સારો પરિચય છે, તેથીજ તું દુનિયાંનાં રાષ્ટ્રોને સમજી શકે છે. ફ્રાન્સનો ભૂતકાલ, યુરોપની તપશ્ચર્યા, પશ્ચિમની આકાંક્ષા તારી અંદર જાગૃત છે; તેથીજ ભવિષ્યને તું પ્રત્યક્ષ કરી શકે છે. પણ યાદ રાખજે કે ભવિષ્યને પણ અનેક અંગો છે. જેણે સંપૂર્ણ ભૂત જોયું હોય તે જ વખતે સંપૂર્ણ ભવિષ્યની ઝાંખી કરી શકે. સનાતન અનન્તતાના વિસ્તારમાં ભૂત તથા ભવિષ્ય સરખા જીવન્ત છે —સરખા જ વર્તમાન છે.

તું કેવું હિન્દુસ્તાન માગે છે તે અમે જાણ્યું. તારી પુણ્ય અભિલાષાને માટે તારૂં અભિનન્દન કરીએ છીએ, તને વન્દીયે છીએ. અમે નથી માનતા કે અમે વરરાષ્ટ્ર છીએ. પણ અમારા સ્વદેશી ધર્મ પ્રમાણે અમે અમારા જ પ્રકાશથી પ્રકાશિત થવા માગીએ છીએ. ભેદની ભીંતો અમે નથી ચાહતા. અમારો પ્રકાશ પ્રકાશ હોવાથી દુનિયાંમાં સર્વત્ર ફેલાશે. દરેક પ્રજા પાસે તેનો પોતાનો પ્રકાશ હોય છે જ. જ્યાં જ્યાંથી પ્રકાશ આવતો હોય તે બધાને

અમારે ત્યાંનું આમંત્રણ છે. ઇશ્વરી પ્રકાશ તો એકરૂપ જ હોય પણ પ્રજા પ્રજાનો પ્રકાશ તો ભિન્નવર્ણી હોય છે, એ ઈશ્વરી યોજનાની સુંદરતા છે, એમાં જ કાવ્ય છે.

અમે કોઇને નથી વખોડતા કે નથી વખાણતા સૃષ્ટિ જડ–ચેતનની જ બનેલી છે. પ્રકૃતિ સત્–અસત્–આત્મક છે એમ જ અમે શીખ્યા છીએ. જ્યાં સુધી જીવદશા છે ત્યાં સૂધી બન્નેનું કામ પડવાનું જ. જડની પૂજા કરવી એને અમે જડવાદ કહીએ છીએ. યુરોપમાં બધે જ જડવાદ છે એમ અમે નથી કહેવા માગતા. પરન્તુ યુરોપ પાસેથી અમે એકલો જડવાદ જ શીખી શક્યા એનું જ અમને માઠું લાગે છે. પણ અમારી અંદર અમારો પોતાનો જડવાદ ન હોત તો તો અમે પડત જ નહિ. માટે વાંકતો અમે અમારો જ કાઢીએ છીએ. અમે જડને વશ તો ક્યારના થયા હતા. યુરોપ પાસેથી અમે તે જડની પૂજા કરતાં શીખ્યા, અધઃપાતને જ ઉન્નતિ માની બેઠા; એથી અમારૂં દિલ દુખાય છે.

આત્મા એટલે નિત્યનૂતનતા એ અમે જાણીએ છીએ. જે નિત્યનૂતન નથી થતું તેને જ મરવું પડે છે. જન્મમરણ જેટલું સત્ય છે તેટલું જ સનાતન જીવન પણ સત્ય છે. ઘાસ તથા વનસ્પતિ ઋતુએ ઋતુએ મરે છે અને ઋ-

તુએ ઋતુએ સજીવન થાય છે. એ એમનો જીવનધર્મ. વડપીંપળાનો જીવન ધર્મ જુદો છે. કોઇ પણ રાષ્ટ્ર બાલ્યાવસ્થામાં ભવિષ્ય તરફ જ જુએ, યૌવન દશામાં વર્તમાનમાં જ ગિરફતાર રહે અને વાર્ધક્યમાં ભૂતકાળ તરફ અશ્રુભીની દ્રષ્ટિ નાંખે; પણ જે રાષ્ટ્રને સનાતન થવું છે તે તો ત્રિકાળદર્શી જ હોય. તેની અંદર યૌવનનો ઉત્સાહ ભલે ન હોય, પણ તેની અંદર ગાંભીર્ય તો પૂરેપૂરુ હોય, તેનો સ્વભાવ ધીરોદાત્તહોય.

ખરું છે કે અમારી સમસ્યા કઠિનમાં કઠિન છે. વિરોધી ધર્મ અને કજીઆખોર પંથોનુ પ્રેમધર્મથી સંમીલન કરવાનું કામ અમારે માથે રહેલુ છે એ અમારો ખાસ આ દેશ છે, એ અમારૂ ખાસ કાર્ય છે. દુનિયાંના ભાગ્યવિધાતાએ એને માટેજ અમને એક ખાસ મંત્ર અર્પેલો છે. તેને અમે 'સ્વદેશી'ને નામે ઓળખીયે છીએ. વર્ણવ્યવસ્થા એ તેનુંજ એક અંગ છે. જગત્માં જો એકતાનો દોર ન ચલાવવો હોય જગત્માં જો વિવિધતામાં રહેતું ઐક્ય જાળવવું હોય, સપ્ત સ્વરનું જો સંગીત જાળવવું હોય, સપ્ત વર્ણનો જો એક સંઘ બનાવવો હોય, તો સ્વધર્મમુલક વર્ણવ્યવસ્થા એજ તેનો ઉપાય છે. વર્ણવ્યવસ્થા એ ભારતવર્ષની ખાસીયત છે. તેને છોડી દઇયે તો અમારા આદેશથી બેવફા ઠરીયે, ઇશ્વરની યોજનાને નિષ્ફળ કરીયે.

હા, એ વાત સાચી છે કે વર્ણવ્યવસ્થા–ઇશ્વરની ઇચ્છેલી વર્ણવ્યવસ્થા અમે અખત્યાર કરી શકયા નથી; પ્રેમધર્મ અમારી અંદર પૂર્ણ કળાયે પ્રગટયો નથી. તેથીજ વ્યવસ્થામાં વિદ્રૂપ આવ્યો, વિવિધતામાં વિસ્ખલિતતા આવી, એકતા તૂટી ગઈ અને અમે સંકુચિત બન્યા.

વિવિધતામાં ઐકય એ ઈશ્વરી સંદેશ છે. અમે ઐ-કયને ભૂલ્યા, તમે વિવિધતાને સાશંક દૃષ્ટિએ જૂઓ છો. આપણે બન્ને ભૂલતા નથી ?

આજે વર્ણવ્યવસ્થામાં તિરસ્કાર છે, દ્વેષ છે, દંભ છે, અહંકાર છે, અને તેનું ચિહ્ન—તેનુંજ પરિણામ અમારામાં પેસી ગયેલી અસ્પૃશ્યતા છે. જ્યારે અમે અસ્પૃશ્યતાને કાઢવાની વાત કરી રહ્યા છીએ, ત્યારે સમજજો કે તિરસ્કાર માત્રને અમે કાઢી નાખવા માગીયે છીયે, દ્વેષને કાઢી નાખવા માગીયે છીયે, દંભ અહંકારને બાળી નાખવા માગીયે છીયે. દુનિ-યાંમાં શ્રેષ્ઠ–કનિષ્ટનો ભેદ તો રહેવાનો જ, પણ શ્રેષ્ઠ–કનિષ્ઠની ભાવના ન રહેવી જોઇએ. જ્યાં નમ્રતા છે ત્યાંજ પાવિત્ર્ય વસે છે એ અમારે જાણવું રહ્યું છે. વર્ણભેદ કાઢી નાંખશું તો ધર્મભેદ કેવી રીતે સાંખી શકીશું ? દયાધર્મને પછી કયાં સ્થાન ? સ્વધર્મનો પછી શો અર્થ ?

જ્યાં આદર્શનો ભેદ હોય ત્યાં ઉચ્ચ–નીચ ભેદ રહી

ન શકે. પણ જ્યાં આદર્શ-શિખર એક હોય અને તેનો પન્થ ઓછોવત્તો આક્રમેલો હોય ત્યાં ઉચ્ચ નીચ સ્થિતિ તો હોયજ. પણ તેને લીધે અહંતા કે દીનતા પેદા થવી ન જોઇયે. શું ગુરુશિષ્ય વચ્ચે ઉચ્ચ નીચ ભાવ નથી? શું પાપી અને પુણ્યવાન એકજ ભૂમિકા ઉપર છે? જ્યાં પ્રેમ છે ત્યાં સમતાનો ખ્યાલજ ન આવે, કેમકે પ્રેમ વિષમતા વિષે આંધળો છે.

જેમ અમે ઘરમાં અસ્પૃશ્યતા દાખલ કરી તેમ બાહ્ય જગત સાથે પણ અમે અસ્પૃશ્ય રહ્યા, એ અમારૂં પાપ ખરૂં. સમુદ્રયાત્રા કરીને, દેશદેશાન્તર સાથે વેપાર ચલાવીને અમે તે પાપ ન ધોઇ શકીએ. પણ દેશદેશાન્તરનો પ્રકાશ સ્વીકારવા સારૂ અમારાં બારીબારણાં ખુલ્લાં મૂકી તારા જેવા દેશદેશાન્તરના સજ્જનોને અમારા હૃદયમાં સ્થાન આપીને, દુનિયાંનાં દુઃખથી દુઃખી થઈ, દુનીયાંની સેવા સારૂ સ્વતંત્ર થઈને અમે તે પાપનું પ્રાયશ્ચિત કરી શકીયે.

હે ખુદાપરસ્ત અતિથિ! તને વન્દન કરીયે છીયે. અમારી સંકુચિતતા દૂર કરવાની અમને તક મળે એટલા માટે અમારૂં આતિથ્ય સ્વીકાર, તારા હૃદયના ભાવ પ્રકટ

કર, અમારા હૃદયના ભાવો સમજી લે અને અમને અમારા માર્ગે પ્રયાણ કરવામાં મદદ કર. પોતાનો માર્ગ પોતાની મેળે નક્કી કરી શકીયે એટલા અમે સ્વાશ્રયી છીયે, પણ તારા સરખાંની મદદ ન લઈએ એવા અહંકારી નથી.

ભારતીય.

